

जगत्पूज्यश्रीविजयधर्मसूरिभ्यो नमः ।

# તત્ત્વાખ્યાન

## ( ઉત્તરાર્ધ ).



લેખકઃ

ન્યાયવિશારદ—ન્યાયતીર્થ ઉપાધ્યાયજી

**શ્રીમંગલવિજયજી મહારાજ.**

પ્રકાશક—

**શેઠ ફૂલચંદજી લક્ષ્મીચંદજી વેદ.**

ઓ. સેક્રેટરી શ્રીયશોવિજય-જૈનગ્રંથમાલા,

ભાવનગર.



વીર સં. ૨૪૫૧    વિ. સં. ૧૯૮૧    ધર્મ સં. ૩

પ્રથમા આવૃત્તિ ૫૦૦ ]    [ મૂલ્ય ૪-૦-૦

# ઉત્સર્ગ.

જેમની અતુલિત કૃપાથી જૈનદર્શનમાં જ નહિ, કિન્તુ
અન્યાન્ય દર્શનોમાં પણ યત્કિંચિત અંશે પ્રવેશ
કરી તત્સંબંધી આ ક્ષુદ્ર પ્રયત્ન કરવા
સમર્થ થઇ શકયો છું; તે જગત્પૂજ્ય
સ્વર્ગસ્થ ગુરુદેવ
શાસ્ત્રવિશારદ—
જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ મહારાજ
ના
કર–કમલમાં આ ગ્રંથ
ભક્તિ પૂર્વક
સમર્પણ
કરૂં છું.

## તત્ત્વાખ્યાન (ઉત્તરાર્ધ) ના પ્રકાશનમાં
## દ્રવ્યસહાયક સદ્‌ગૃહસ્થોની
## શુભ નામાવલી.

રૂ. ૫૦૦) શ્રીમાન્ શેઠ વરજીવનદાસ મૂળચંદનાં ધર્મપત્ની કેસરબાઇ મુંબઇ હસ્તે દયાળભાઇ ગંગાધર પોલોક સ્ટ્રીટ, કલકત્તા.

રૂા. ૧૦૦) આગરા નિવાસી શેઠીઆ તેજકરણજી ચાંદમલજી

રૂા. ૨૦૦) દાનવીર એક ગૃહસ્થ.

કુલ રૂા. ૮૦૦)



# વિષય--સૂચી.



# પ્રસ્તાવના.

જૈનતત્ત્વ-પ્રદીપ અને સપ્તભંગી-પ્રદીપ જેવા પ્રૌઢ ગ્રંથોના રચનારા, ન્યાયતીર્થ અને ન્યાયવિશારદ એ ઉપાધિઓથી વિભૂષિત, સદ્‌ગત શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિજીના વિનીત તેમજ વિદ્વાન્ શિષ્ય-રત્ન મુનિશ્રી મંગલવિજયજીની[1] કસાયેલી કલમથી લખાયેલા, સાંખ્યાદિક છ દર્શનોના અભિમન્તવ્ય વિષયોના પ્રદર્શનથી તેમજ તેની સમભાવપૂર્વક તથા ન્યાયસંગત સમાલોચનાથી ગહન એવા આ તત્ત્વાખ્યાનની પ્રસ્તાવના લખવા મારા જેવો તૈયાર થાય તે સાહસ નહિ તો બીજું શું કહેવાય ?

આ પ્રશ્નના સમાધાનાર્થે મારે એટલું તો નિવેદન કરવું પડશે કે આ તત્ત્વાખ્યાનના ગ્રન્થકારે અપૂર્વ પ્રેમપુરસ્સર મને બે વર્ષ પર્યંત જૈનશાસ્ત્રનો સતત અભ્યાસ કરાવ્યો હતો અને તેમાં ખાસ કરીને વિનયવિજયજીકૃત લોકપ્રકાશમાંથી દ્રવ્યલોકપ્રકાશ તેમજ વાચકશિરોમણિ ઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમસૂત્ર જેવા માનનીય ગ્રન્થોનું વિવેચનપૂર્વક અધ્યયન કરાવ્યું હતું. આ ઉપરાંત તેમના ધર્મબંધુ ન્યાયતીર્થ ન્યાયવિશારદ મુનિશ્રી ન્યાયવિજયજી પાસેથી તેમની રચેલી વિવિધ દર્શનોના વિષયોની ઝાંખી

---

1 આ ગ્રન્થ-કર્તાએ દ્રવ્ય-પ્રદીપ, ધર્મ-પ્રદીપ ઇત્યાદિ નાનાં નાનાં પુસ્તકો પણ રચેલાં છે.

કરાવનારા ન્યાયકુસુમાંજલિનું અધ્યયન કરવા હું ભાગ્ય-શાળી થયો હતો. વિશેષમાં અત્યારે શ્રીસિદ્ધસેનગણિની ટીકાથી વિભૂષિત, વાચકવર્ય ઉમાસ્વાતિવિરચિત તત્ત્વાર્થાધિગમસૂત્રના સંશોધનનું કાર્ય કરતો હોવાને લીધે થોડે ઘણે અંશે જૈન દર્શનનાં તત્ત્વોથી પરિચિત થયેલો હોવાથી તેમજ આ ગ્રન્થકર્તાનો કૃપા-પાત્ર હોવાથી હું આ પ્રૌઢ ગ્રન્થની પ્રસ્તાવના લખવા વિચાર કરૂં, તો તે સર્વથા અસ્થાને ગણાય અરૂં કે? કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિજીના શબ્દોમાં કહું તો

> " क्व सिद्धसेनस्तुतयो महार्था
> अशिक्षितालापकला क्व चैषा ।
> तथापि यूथाधिपतेः पथस्थः
> स्खलद्गतिस्तस्य शिशुर्न शोच्यः ॥ "
>
> —અયોગવ્યવચ્છેદિકા દ્વાત્રિંશિકા, શ્લો૦ ૩.

આ ઉપરાંત [1]સ્યાદ્વાદરૂપી સમ્રાટ્‌ના પરમ ઉપાસક એવા જૈન દર્શન પ્રતિના મારા અનુરાગને લઇને તેમજ ખાસ કરીને ગ્રન્થકાર મહાશયની સૂચનાનુસાર વર્તન કરવું એ મારી ફરજ સમજીને આ પ્રસ્તાવના લખવા હું તૈયાર થયો છું.

વિવિધ દર્શનોનાં મન્તવ્યોને સરસ અને સચોટ રીતે સમજાવનારા, ગુર્જર ગિરામાં લખાયેલા એવા કેટલા ગ્રન્થો છે એ વિચારતાં સમજી શકાય છે કે આવા ગ્રન્થોની

---

૧ આ વિષયનું સ્થૂલ સ્વરૂપ આ પ્રસ્તાવનામાં આગળ ઉપર આપવામાં આવે છે. વિશિષ્ટ સ્વરૂપ સારૂ જુઓ આ ગ્રન્થ ( પૃ. ૧૧૨-૧૮૫ ).

સંખ્યા અતિશય અલ્પ છે. અને તેમાં પણ વસ્તુસ્થિતિનો યથાર્થ પરિચય કરાવનાર ગ્રન્થના સંબંધમાં તો કહેવુંજ શું ?

શ્રીહરિભદ્રસૂરિજીકૃત ષડ્દર્શનસમુચ્ચયનો મહૂંમ પ્રો૦ મણીલાલ દ્વિવેદીએ ગુર્જર ભાષામાં અનુવાદ કર્યો છે ખરો, પરંતુ તે કેટલેક સ્થલે દૂષિત છે એ વાત જૈન સમાજ સારી રીતે જાણે છે. આથી કરીને નિર્મળ ચારિત્ર પાળનારા, ભવભીરૂ, જૈન દર્શનના જાણકાર વિદ્વાન્ મુનિરાજને હાથે લખાયેલા આ ગ્રન્થની શું કીંમત આંકવી એ કાર્ય જો હું વિદ્વાન્ પાઠકની મુનસફી ઉપર છોડી દઉં, તો તે અનુચિત નહિં ગણાય.

પ્રથમ તો આ તત્ત્વાખ્યાન નામક ગ્રન્થ બે વિભાગોમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે, એ હકીકત આ ગ્રન્થના ગૌરવ ઉપર પ્રકાશ પાડે છે. બધા મળીને આ ગ્રન્થમાં ૧૬ પ્રસ્તાવો છે. તેમાં સાંખ્ય, બૌદ્ધ, નૈયાયિક અને વૈશેષિક એ દર્શનો સંબંધી હકીકત પ્રથમ ભાગમાંથી જોઇ શકાય છે, જ્યારે પૂર્વ તેમજ ઉત્તર મીમાંસક અને જૈન દર્શન સંબંધી માહિતી દ્વિતીય ભાગમાંથી મળી શકે છે. એકંદર રીતે જૈનેતર દર્શનોના વિષય સંબંધી ૪૪૪ પૃષ્ઠો લખવામાં આવ્યાં છે, જ્યારે એકલા જૈન દર્શન પરત્વે ૪૪૮ પૃષ્ઠો લખાયાં છે. અર્થાત્ લગભગ અડધો અડધ પૃષ્ઠોમાં જૈન દર્શનનાં અને બાકીનાં પૃષ્ઠોમાં જૈનેતર દર્શનોનાં તત્ત્વો સમજાવવા ગ્રન્થકારે વિશિષ્ટ પ્રયત્ન કર્યો છે.

એટલું તો આ સ્થલે કહેવુંજ પડશે કે જૈનેતર દર્શનોના

વિષયોની માહિતી જૈન ગ્રન્થોમાં આપેલી હકીકત ઉપરથીજ નહિ, પરંતુ તે તે દર્શનના માનનીય ગ્રન્થોના આધારે આપવામાં આવી છે એ આ ગ્રન્થની વિશિષ્ટતા સૂચવે છે. વળી સાંખ્યાદિક દર્શનોની સમાલોચના કરતી વેળાએ પણ મધ્યસ્થ ભાવને તેમજ ન્યાયશૈલીને પ્રધાનપદ આપવામાં આવ્યાં છે એ ગ્રન્થકારનું હૃદય કેવું સરલ હોવું જોઇએ તે સૂચવે છે. જૈન દર્શનને નાસ્તિક કહેવાની તેમજ જૈન દર્શનમાં જૈન તત્ત્વોનું જેવી રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તેથી કંઇક ઓરજ સ્વરૂપવાળાં તે તત્ત્વોને—અરે તેને વિપરીત આલેખવાનું જેમ સર્વદર્શનસંગ્રહના લેખકાદિકે સાહસ કર્યું છે, તેવું કાર્ય આ ગ્રન્થકારે કર્યું નથી એ તો બેધડક જોઇ શકાય છે. 'દરેક દર્શનમાં કથંચિત્ સત્ય રહેલું છે' એ વાતથી વાકેફગાર કરનારા સ્યાદ્વાદ-ચક્રવર્તિની મુદ્રાથી મુદ્રિત જૈન સાધુ કોઇ પણ દર્શનના મન્તવ્યને અઘટિત રીતે ઉતારી પાડવા તૈયાર થાય એમ બને ખરૂં કે ? આ કંઇ અતિશયોક્તિ નથી. શ્રીમદ્ હરિભદ્રસૂરિવિરચિત **શાસ્ત્રવાર્તાસમુચ્ચય** (તૃતીય સ્તબક) આ વાત સિદ્ધ કરી આપે છે. દાખલા તરીકે, ન્યાયદષ્ટિએ ઈશ્વર જગતનો કર્તા સંભવી શકે નહિ એમ સાબીત કર્યો પછી પણ એ મન્તવ્યને મજબૂત રીતે વળગી રહેનારની લાગણી ન દુઃખાય તેટલા માટે તેમજ અપેક્ષાનુસાર આ વાત ઘટાવી શકાતી હોવાથી તે મુનિરાજે આ સંબંધમાં કેવા ઉદ્ગાર કાઢયા છે, તેનું અત્ર સિંહાવલોકન કરાવવામાં આવે છે—

" ततश्वेश्वरकर्तृत्ववादोऽयं युज्यते परम् ।
सम्यग्न्यायविरोधेन, यथाऽऽहुः शुद्धबुद्धयः ॥ "
" ईश्वरः परमात्मैव, तदुक्तव्रतसेवनात् ।
यतो मुक्तिस्ततस्तस्याः, कर्ता स्याद् गुणभावतः ॥ "
" तदनासेवनादेव, यतः संसारोऽपि तत्त्वतः ।
तेन तस्यापि कर्तृत्वं, कल्प्यमानं न दुष्यति ॥ "

—શાસ્ત્ર૦ સ્તબક ૩.

કહેવાનું તાત્પર્ય એ છે કે—

" ઇશ્વર એ જગતનો કર્તા છે એ મત આવી રીતની યુક્તિથી ઘટાવી પણ શકાય છે કે પરમાત્મા ઇશ્વરે બતાવેલા માર્ગનું સેવન કરવાથી મુક્તિ મળે છે, માટે ઇશ્વર મુક્તિના દાતાર ઠર્યા એવીજ રીતે ઇશ્વર પ્રદર્શિત માર્ગનું સેવન નહિ કરવાથી સંસારમાં રખડવું પડે છે; તે પણ જાણે ઇશ્વરના ઉપદેશનો અનાદર કરવાથી સજા થઇ નહિ હોય એમ કહી શકાય છે. "

આવી રીતે જૈન મુનીશ્વરો અન્ય દર્શનકારોના સિદ્ધાન્તોની મધ્યસ્થ-ભાવપૂર્વક સમીક્ષા કરે એટલું જ નહિ, પરંતુ તેનો સમન્વય કરવા તરફ દષ્ટિ રાખે અને જૈન દર્શન સાથે જૈનેતર દર્શનો કયાં સુધી સંગત થાય છે એ સારૂ શુદ્ધ દ્રષ્ટિપૂર્વક પૂર્વાપરનું અવલોકન કરે એ ખરેખર જૈન ક્ષેત્રનું ગૌરવ સિદ્ધ કરી આપે છે.

હવે પાછા પ્રસ્તુત વિષયનો વિચાર કરીએ, તો માલૂમ

પડશે કે આ ગ્રન્થમાં પ્રશ્નોત્તર (સંવાદ) શૈલીનો વિશેષતઃ ઉપયોગ કરવામાં આવ્યો છે. આ એની વિશેષતા સૂચવે છે. આ ઉપરાંત સાધારણ રીતે જેમ ષડ્-દર્શન વિષયક પુસ્તકમાં દરેક દર્શનના આચારોનું નિરૂપણ કરાવવામાં આવતું નથી, તેમ અત્ર બન્યું નથી. અર્થાત્ આ ગ્રન્થ **આચાર** તેમજ **વિચાર** એ બંનેના સ્વરૂપ ઉપર પ્રકાશ પાડે છે એ પણ એની વિશેષતા છે. હવે આ પ્રસ્તાવનામાં શું લખવું એ વિચાર થઇ પડે છે, કેમકે ગ્રન્થકર્તાએ પ્રમાણ, આત્મા, મુક્તિ, સ્યાદ્વાદ ઇત્યાદિ અનેક ગંભીર વિષયોના ઉપર વિવિધ દષ્ટિ અનુસાર એવું વિવેચન કર્યું છે કે તે સંબંધમાં કંઇ પણ લખવું એ પિષ્ટ-પેષણ જ કહેવાય, છતાં પણ આગળ ઉપર સ્યાદ્વાદ અને મુક્તિના સંબંધમાં બે શબ્દ લખીશ.

વિદ્વદ્-રત્ન હરિભદ્રસૂરિજી વિગેરેએ જે વિશિષ્ટ પ્રકારની ઉદારતા પ્રદર્શિત કરી છે, તે તે વાતને લગતો ઉદારભાવ અત્રે પણ દષ્ટિ-ગોચર થાય છે. આ વિશિષ્ટ પ્રકારની ઉદારતાથી એ સમજવાનું છે કે તેઓશ્રીએ દરેક દર્શનકારના મન્તવ્યોમાં શું રહસ્ય સમાયેલું છે તે દર્શાવવા પ્રયાસ કર્યો છે. દાખલા તરીકે પ્રકૃતિ-વાદની સમીક્ષા કર્યા બાદ તે વાદમાં પણ સત્યતા ઘટાવવા તેમણે પ્રયત્ન કર્યો છે. આની સાબીતીમાં નિમ્ન-લિખિત શ્લોક વિચારવામાં આવે છેઃ—

" एवं प्रकृतिवादोऽपि, विज्ञेयः सत्य एव हि ।
कपिलोक्तत्वतश्चैव, दिव्यो हि स महामुनिः ॥ "

અર્થાત્ આ પ્રમાણે (પ્રકૃતિવાદનું રહસ્ય બતાવ્યું તદનુસાર) એ પ્રકૃતિ–વાદ પણ યથાર્થ જાણવો. કેમકે તે કપિલની પ્રરૂપણા છે અને કપિલ તો દિવ્યજ્ઞાની મહામુનિ હતા.

એવીજ રીતે આ મહાત્માએ ક્ષણિક–વાદ, વિજ્ઞાન–વાદ, શૂન્ય–વાદ, અદ્વૈત–વાદ ઇત્યાદિના સંબંધમાં પણ તે તે વાદના પ્રરૂપકોનો શું આશય હોવો જોઇએ એ દર્શાવી પોતાની મહાનુભાવતા સિદ્ધ કરી બતાવી છે. આવું કાર્ય જૈન મુનીશ્વરોએ કર્યું છે એમાં ખાસ નવાઇ જેવું નથી, કેમકે આશરે ૨૫૦૦ વર્ષ ઉપર થઇ ગયેલા **વીર** પ્રભુએ આજ માર્ગનું અવલંબન કર્યું હતું એ વાતનું **ગણધરવાદ** સમર્થન કરે છે. કેમકે તેમાં જણાવ્યા મુજબ **વીર** પ્રભુએ **ગૌતમસ્વામીને** વેદ અસત્ય છે એમ નહિ કહેતાં તેનો અર્થ કરવામાં તેની ભૂલ છે એમ કહી વેદના ખરા અર્થનું પ્રતિપાદન કર્યું હતું. આ જૈનદર્શનની ઉદારતાનો અપૂર્વ નમૂનો ન ગણાય તો બીજું શું ?

આવા પ્રકારની શૈલીથી આ ગ્રન્થના કર્તા અનભિજ્ઞ છે એમ તો માની શકાય તેમ નથી, કેમકે **શાસ્ત્રવાર્તાસમુચ્ચય**-માંના શ્લોકોનું તેમણે કરેલું ટાંચણ તે ગ્રન્થનું તેમણે સારી રીતે અધ્યયન કર્યું હોવું જોઇએ એમ પૂરવાર કરી આપે છે. તેથી કરીને મારૂં માનવું એમ છે કે ગ્રન્થ–ગૌરવના ભયથી કે કોઇ અન્ય કારણવશાત્ આ વાતની ઉપેક્ષા તેમણે સ્થૂલ બુદ્ધિ-વાળાઓને માટે કરેલી હોવી જોઇએ.

હવે બીજી બાબત એ છે કે જૈનદર્શનની ઉદારતાના સંબંધમાં તેમણે બહુજ ઓછું વિવેચન કર્યું છે. એ સંબંધમાં એમ માની શકાય છે કે—એ બાબતનો **સપ્ત-ભંગી પ્રદીપ**ની પ્રસ્તાવનામાં તેમણે ઉલ્લેખ કર્યો છે તેથી કરીને અથવા તો છએ દર્શનોનાં તત્ત્વોની નિષ્પક્ષપાતપણે સમાલોચના થાય એવી અભિલાષાથી આ કાર્ય તેમણે હાથમાં લીધું નહિ હોય. ગમે તેમ હો, એ બાબતસર મારા નમ્ર વિચારો પ્રદર્શિત કરવા મારૂં મન તો લલચાય છે. આથી હવે એક બીજી બાબતનો ઇસારો કર્યા બાદ એ માર્ગ તરફ પ્રયાણ કરીશ.

આ ગ્રન્થની ભાષા જો કે સરલ છે છતાં પણ જેવી જોઇએ તેવી ભાષામાં આ ગ્રન્થ લખાયો નથી એમ માનવા જઇએ તે પૂર્વે એ ધ્યાનમા રાખવું ઉચિત સમજાય છે કે જે ગ્રન્થમા ન્યાયનો વિષય પ્રધાનપદ ભોગવતો હોય, તેમજ જે ગ્રન્થ સાહિત્યની દૃષ્ટિએ લખવામાં ન આવ્યો હોય, તેમાં આ પ્રકારની ત્રુટિ એ તેની સર્વાંશ ન્યૂનતારૂપ નહિજ ગણાય વારૂ.

'જૈનધર્મની ઉદારતા'[1] એ પરત્વે વિચાર કરવામાં આવે તે પૂર્વે જૈનધર્મ એટલે શું તે જાણવું આવશ્યક છે. 'જૈનધર્મ' એટલે તો 'જિનપ્રરૂપિત ધર્મ'; પરંતુ એમાં 'જિન' શબ્દથી શું સમજવુ એવો પ્રશ્ન ઉદ્ભવે છે. એના સમાધાનમાં સમજવું કે જેણે રાગ-દ્વેષ દિક દોષોનો સર્વથા ક્ષય કર્યો હોય તે 'જિન'

---

૧ સ્વર્ગસ્થ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિજીના પ્રમુખપણાં હેઠળ જૈન એસોસિએશન ઑફ ઇન્ડિયા તરફથી ડૉ. થોમસનું સ્વાગત કરવાને બોલાવવામા આવેલી સભામા આમાંના કેટલાક વિચારો મેં અંગ્રેજી ભાષામા પ્રદર્શિત કર્યા હતા.

કહેવાય છે. આવા જિનો સર્વજ્ઞ હોય તેમાં કહેવું શું ? જે ધર્મના પ્રરૂપક સર્વથા વીતરાગ અને અતએવ સર્વજ્ઞ હોય તે ધર્મમાં મિથ્યા કથન હોવાનો જરાએ સંભવ નથી, કારણ કે પ્રાયઃ અસર્વજ્ઞતા, ભય, રાગ–દ્વેષ વગેરે કારણથીજ મિથ્યા ભાષણ થાય છે. પરમ વીતરાગ પ્રભુએ જૈન ધર્મની પ્રરૂપણા કરેલી હોવાથી આ જૈન ધર્મમાં મિથ્યા ભાષણ કે પક્ષપાતને અલ્પાંશે પણ સ્થાન મળે ખરૂં કે ? જુઓ આ સંબંધમાં હરિભદ્રસૂરિજી શું કહે છે ?

" स्याद्वादो वर्तते यस्मिन्, पक्षपातो न विद्यते ।
नास्त्यन्यपीडनं किञ्चित्, जैनधर्मः स उच्यते ॥ "

અર્થાત્ જે ધર્મમાં સ્યાદ્વાદ[1]નું સામ્રાજ્ય છે, જ્યાં પક્ષપાતને સર્વથા જલાજલિ આપવામાં આવી છે અને અન્ય પ્રાણીને કોઇપણ પ્રકારે દુઃખ ન દેવું એ જેનો અટલ સિદ્ધાત છે, તે ધર્મને ' જૈનધર્મ ' કહેવામાં આવે છે.

આ ઉપરથી સહજ સમજી શકાય છે કે અહા ! જૈનધર્મ એ નામ પણ કેટલો વિશાળ અર્થ સૂચવે છે ! પાઠકવર્ય ! જૈનધર્મની ઉદારતાનો પ્રથમ પરિચય તો તેનો શબ્દ જ કરાવી આપે છે. વિશેષ ઉદારતા તો આપણે આગળ ઉપર જોઇશું.

જૈનધર્મ એ ઉદાર ધર્મ છે, કેમકે અન્ય ધર્મોની માફક આ ધર્મ ધર્માભ્યાસમાંથી સ્ત્રી અને શૂદ્રનો બહિષ્કાર કરતો નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ જાતિનાજ મનુષ્યોને અને

---

[1] ' સ્યાદ્વાદ'નું વિવેચન આગળ ઉપર આપવામાં આવ્યું છે.

તેમાં પણ વળી પુરુષોનેજ ( નહિ કે સ્ત્રીઓને ) ધર્મશાસ્ત્ર ભણવાનો અધિકાર છે, અર્થાત્ શૂદ્રોને અને સ્ત્રીઓને એ અધિકાર નથી, એમ વેદ કહે છે. ( જુઓ વેદની શ્રુતિ– " स्त्री-शूद्रौ नाधीयेते " ). આ ઉપરથી સહજ વિચારી શકાય છે કે જેઓને અભ્યાસ કરવા જેટલો પણ અધિકાર આપવામાં આવ્યો નથી, તેઓને મુક્તિના અધિકારી તો કહીજ કેમ શકાય ?

જૈન ધર્મમાં તેમ નથી. કોઇ પણ વ્યક્તિ ગમે તે જાતિની હો કે ગમે તે લિંગની હો, પણ તેને ધર્મનો અધિકાર તો અન્યના જેટલોજ છે. એમાં જરાએ ન્યૂનતા નથી, એમ જૈન શાસ્ત્ર ઉદ્‌ઘોષણા કરે છે. મનુષ્યોની વાત તો દૂર રહી, પરન્તુ પશુ, પંખીઓ–જનાવરોને સારૂ પણ તે ધર્મનું દ્વાર સર્વદા ઊઘાડુંજ છે. એ વાત તીર્થંકરની દેશનારૂપ અમૃતનું પાન કરવા દેવ, મનુષ્ય અને તિર્યંચો સમવસરણમાં આવે છે એ ઉપરથી સિદ્ધ થાય છે. ધર્મ હોઇ કરીને પણ જે ધર્મ સર્વ કોઇને ધર્માધિકાર આપી ન શકે, તે ધર્મને તેવી ઉદાર-વૃત્તિ વાસ્તે ધન્યવાદ ઘટે છે ! ! ! ધર્મ કંઇ કોઇનો વેચાણ લીધેલો નથી કે અમુક વ્યક્તિજ તેનો લાભ લઇ શકે. કહ્યું પણ છે કે—" वत्थुसहावो धम्मो " અર્થાત્ વસ્તુનો સ્વભાવ તે ધર્મ. જે વ્યક્તિ ધર્મનાં સાધનો પ્રાપ્ત કરી તે પ્રમાણે વર્તન કરે, તે વ્યક્તિનો તે ધર્મને પ્રાપ્ત કરવાનો સર્વથા જન્મ–સિદ્ધ હક છે, એ વાત કોઇને પણ અસંમત હોય એમ બને ખરૂં કે ? ધર્મસંપાદન

તો ગમે તે વ્યક્તિ કરી શકે તે વાત આપણે ઉપર જોઇ ગયા. આ પ્રમાણે ધર્મ–સંપાદન કરવાનો સર્વને સમાન હક છે એટલુંજ નહિ, ધર્મોપદેશક પણ ગમે તે થઇ શકે; ફક્ત તેનામાં તે પ્રકારની યોગ્યતા હોવી જોઇએ, આ ઉદાર સિદ્ધાન્ત જૈન દર્શનમાં સ્પષ્ટ રીતે ઝળહળે છે.

જૈન ધર્મની ઉદારતા આટલામાંજ પર્યાપ્ત થતી નથી,પરંતુ બીજા પણ એવા અનેક હેતુઓ છે કે જે જૈન ધર્મની ઉદારતાને પૂરવાર કરે છે. જેમકે–જૈન ધર્મની મૈત્રી ભાવના.કેટલાકો પંચેન્દ્રિય મનુષ્ય પરત્વેજ ભ્રાતૃભાવ ધારણ કરવાનો આદેશ કરે છે,ત્યારે જૈન ધર્મ તો એથી પણ એક પગલું આગળ ભરે છે અને સમગ્ર બ્રહ્માંડના સમસ્ત જીવ પ્રતિ મૈત્રીભાવ રાખવાનું જોર શોરથી કહે છે. આ મૈત્રી ભાવનાના સ્વરૂપ પરત્વે કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્રાચાર્ય** ' યોગશાસ્ત્ર ' ના ચોથા પ્રકાશમાં શું કહે છે તે જોઇએ. એ જ કે—

" मा कार्षीत् कोऽपि पापानि, मा च भूत् कोऽपि दुःखितः ।
मुच्यतां जगदप्येषा, मतिर्मैत्री निगद्यते ॥ "

અર્થાત કોઈ પણ જીવ પાપ ન કરો, કોઇ પણ અલ્પાંશે પણ દુઃખી ન થાઓ, અને વિશ્વના સમસ્ત જીવોને મુક્તિ મળો, આ પ્રકારની ભાવનાને 'મૈત્રી' ભાવના કહેવામાં આવે છે. આવી મૈત્રી ભાવના ભાવવી એ કંઇ બાળકનો ખેલ નથી. જેનામાં રાગ–દ્વેષની ન્યૂનતા હોય,તે જ આ ભાવના ભાવી શકે; કેમકે પોતાના દુશ્મનને–પોતાના ઉપર અપકાર કરનારને પણ દુઃખનો પ્રસંગ ન પ્રાપ્ત થાય એટલુંજ નહિ,પરંતુ તે ઉપશાંત

વળી તે પણ જન્મ-મરણરૂપ શૃંખલાથી બાંધી રાખનારા સંસારરૂપી કેદખાનામાંથી મુકત થઇ સિદ્ધિ-સુન્દરીનો સ્વામી બને એ પ્રકારે ઇચ્છવું એ કંઇ સહેલું કાર્ય નથી. એ કાર્ય તો અતિ ઉચ્ચ કોટિના પુરુષો જ કરી શકે તેમ છે. કહેવાની મતલબ એ છે કે મૈત્રી ભાવના ભાવવી જોઇએ અર્થાત્-કોઇપણ પ્રાણી પર દ્વેષ ન રાખવો, એવો ઉપદેશ જૈન શાસ્ત્રોમાં ઠામોઠામ આપવામાં આવેલો છે. અહિં તો આપણે આ સંબંધમાં બે ત્રણ ઉદાહરણો વિચારીશું. અર્હત્-પ્રવચન સૂત્રકૃતાંગ સૂત્રમા ૧૧મા માર્ગાધ્યયનની ૧૨મી ગાથામાં કહ્યું છે કે—

" पभू दोसे निराकिच्चा, न विरुज्झेइ केणइ ।
मणसा वयसा चेव, कायसा चेव अंतसो ॥ "

અર્થાત્ સમર્થ બનીને દ્વેષને અથવા દોષોને દૂર કરીને -મનમાંથી વૈરભાવ કાઢી નાખીને, મનથી, વચનથી કે કાયાથી કોઇપણ પ્રકારે, જીવન પર્યંત કોઇની સાથે પણ વિરોધ ન કરવો, એમ સમસ્ત જીવોને ઉપદેશ આપવામા આવ્યો છે. આ ઉપરથી જોઇ શકાય છે કે ગુણહીન કે દોષવંત પ્રાણી ઉપર દ્વેષ કરવાનો હોય જ નહિ, ઉલટું તે પ્રાણી તેના કટુ કર્મનું ફળ અનુભવે છે એમ વિચારી, તેના તરફ ભાવ-દયા કરવી જોઇએ.[1]

---

[1] આ હકીકતને આ ગ્રન્થના કર્તા પણ ટેકો આપે છે. (જુઓ પૃ૦ ૪૪૭)

ઉત્તરાધ્યયન સૂત્રમાં પણ કહ્યું છે કે—

" अप्पणा सच्चमेसेज्जा, मित्ति भूएसु कप्पए "

અર્થાત્—અંતઃકરણપૂર્વક સત્યની અન્વેષણા અથવા અભિલાષા કર અને સર્વ જીવો પર મૈત્રીભાવ ધારણ કર. ફક્ત સાધુઓએજ મૈત્રી ભાવનાનું સેવન કરવું એમ નથી, પરંતુ શ્રાવક –ગૃહસ્થોને પણ તેમની આવશ્યક ક્રિયા તરીકે તેમ કરવાનું શાસ્ત્રમાં કહેલું છે. વિચારો વંદિત્તા સૂત્રની પ્રતિક્રમણ કરતી વખતે બોલવામાં આવતી નિમ્નલિખિત ગાથા— " मित्ती मे सव्वभूएसु वेरं मज्झ न केणइ " ( સર્વ જીવો મારા મિત્રો છે, મારે કોઇ પણ જીવ સાથે વૈરભાવ નથી. )

અહિં પ્રસંગતઃ એ પણ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે 'જૈનેતર ભિક્ષુકને જૈને દાન ન આપવું' એમ જૈનશાસ્ત્રનું ફરમાન છે એમ કહેનારાઓની આ એક ખાલી ભ્રાન્તિ જ છે; કેમકે જૈનશાસ્ત્રકારોએ તો પાંચ પ્રકારનાં દાન બતાવ્યાં છે. તેમાં અનુકમ્પા દાન આવી જાય છે. આ અનુકમ્પા દાનમાં પાત્ર–કુપાત્રનો કંઇ વિચાર કરવામાં આવતો નથી. આ ઉપરથી જોઇ શકાય છે કે–જૈન ધર્મના ઉપર આ આક્ષેપ કરવો એ સુજ્ઞનું કાર્ય નથી. હા, એટલું તો મારે જરૂર કહેવું પડશે કે–જૈન ધર્મથી અનભિજ્ઞ અને ફક્ત નામથીજ જૈન એવા જૈનો જૈનેતર ભિક્ષુકને દાન નહિ આપવાના કારણ તરીકે જૈન ધર્મને આગળ કરે છે. પરંતુ આ દાન નહિ આપવાનું કારણ બીજું કંઇજ નહિ પણ તેમની સંકુચિત વૃત્તિ–તેમની અજ્ઞાનદશા છે તે ભૂલવા જેવું નથી. આપણે આવા મનુષ્યો તરફ ભાવદયા બતાવ્યા ઉપરાંત બીજું શું કરી

શકીએ તેમ છે ? ચિન્તામણિ જેવો જૈન ધર્મ મળ્યા છતાં પણ મનુષ્ય-જન્મ જેઓ સાર્થક ન કરી શકે તેના સંબંધમાં બીજું શું કહેવું ?

**જૈન ધર્મમાં મધ્યસ્થ-દૃષ્ટિ** કેવી અને કેટલી હદ સુધી ઝગહળી રહી છે, તે તરફ હવે દૃષ્ટિપાત કરીએ. જૈનોનું પ્રથમસૂત્ર-મુખ્યમંત્ર-નવકાર ( નમસ્કાર ) કે જેને ચૌદ પૂર્વના સાર તરીકે ઓળખાવવામાં આવે છે, તે દિગન્તમાં મધ્યસ્થભાવનો પટહ વગાડી રહ્યો છે. આ સૂત્રમાં કોને નમસ્કાર કરવાનો નિર્દેશ કરવામાં આવ્યો છે ? તેનો વિચાર કરવાથી, એ સહજ સમજી શકાશે કે ઉપર્યુક્ત કથનમાં જરાએ અતિશયોક્તિ નથી. અમુક જાતિના, અમુક કુળના, અમુક દેશના, અમુક સંપ્રદાયના, અમુક વયના કે અમુક વેષના મનુષ્યને નમસ્કાર કરવાનું આ સૂત્રમાં કહેવામાં આવ્યું નથી. પરંતુ જેણે પોતાના કામ, ક્રોધાદિક આભ્યન્તર શત્રુ ઉપર વિજય મેળવ્યો છે તેને-અર્થાત્ **અરિહંતોને**, જેના કંઠમાં મુક્તિ-રમણીએ વરમાળા અર્પી છે, તેને-**સિદ્ધોને, આચાર્યોને, ઉપાધ્યાયોને,** જગતના સર્વ **સાધુઓને** પ્રણામ કરવાનો આ સૂત્રમાં ઉલ્લેખ છે.

સાધુ શબ્દનો અર્થ પ્રસંગતઃ વિચારી લઈએ. **શ્રીભદ્રબાહુસ્વામી દશવૈકાલિક-નિર્યુક્તિમાં કહે છે કે-**

" तो समणो जइ समणो, भावेण य जइ न होइ पावमणो ।
सयणे य जणे य समो, समो उ माणावमाणेसु ॥ ".

અર્થાત્ સાધુઓ ભાવવડે કરીને સારા મનવાળા હોય છે. કોઈ દિવસ મલિન મનવાળા હોતા નથી. સ્વજન અને

પરજન એ બંનેપર તેમની સમાન દૃષ્ટિ છે; તેમજ માન અને અપમાનને પણ તેઓ સરખા ગણે છે.

જૈનાચાર્યોમાં મધ્યસ્થભાવ ક્યાં સુધી હતો, તેને સારૂ હરિભદ્રસુરિજીનું દૃષ્ટાંત મોજુદ છે. તેઓશ્રી મુકત કણ્ઠે કહે છે કે–

" पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु ।
युक्तिमद् वचनं यस्य, तस्य कार्यः परिग्रहः ॥ "

અર્થાત્—પરમાત્મા **મહાવીર** ઉપર મારો પક્ષપાત નથી, તેમજ મહર્ષિ કપિલ, મહાત્મા બુદ્ધ વગેરે મહાનુભાવો પ્રતિ મારે દ્વેષભાવ નથી; પરંતુ મધ્યસ્થ બુદ્ધિએ—યથાર્થ રીતે વિચાર કરતાં—વાસ્તવિક પરીક્ષા કરતાં જેનું વચન યથાર્થ સિદ્ધ થાય, તેનું શાસન સ્વીકારવું જોઇએ. વિશેષમાં એ પણ તેમનો મુદ્રાલેખ છે કે—

" बन्धुर्न नः स भगवान् रिपवोऽपि नान्ये
साक्षान्न दृष्टचर एकतरोऽपि चैषाम् ।
श्रुत्वा वचः सुचरितं च पृथग् विशेषं
वीरं गुणातिशयलोलतया श्रिताः स्मः ॥ "

અર્થાત્–વીર ભગવાન્ એ કંઇ મારા બન્ધુ-સગા નથી, કેમકે એ તો ક્ષત્રિય જાતિના છે અને હું તો બ્રાહ્મણ છું. વળી કપિલ, બુદ્ધ વિગેરે અન્ય ધર્મધુરંધરો મારા શત્રુ નથી. આ વ્યકિતઓમાંથી કોઇનું પણ મને સાક્ષાત્–દર્શન થયું નથી. અર્થાત્ મેં આમાંથી કોઇને પણ જોયા નથી; તો પણ વિશેષ રૂપે દરેકના ચરિત્રનું મેં શ્રવણ કર્યું છે. તથા દરેકે પદાર્થનું

જે સ્વરૂપ પ્રતિપાદન કર્યું છે, તેનું મેં ધ્યાનપૂર્વક અવલોકન કર્યું છે. અંતમાં **વીર**ના ગુણો વિશેષતઃ દષ્ટિગોચર થવાથી તેનાજ શાસનનું અમે અવલંબન કરીએ છીએ. આવાજ ઉદ્ગારો શ્રીહેમચંદ્રાચાર્યના મુખમાંથી પણ નીકળે છે. તેઓ કહે છે કે—

" न श्रद्धयैव त्वयि पक्षपातो
न द्वेषमात्रादरुचिः परेषु ।
यथावदाप्तत्वपरीक्षया तु
त्वामेव वीर ! प्रभुमाश्रिताः स्मः ॥"

અર્થાત્–હે **વીર** પ્રભુ ! હું તારો પક્ષપાતી છું, તેનું કારણ કંઇ એ નથી કે મને તારામાં માત્ર અંધશ્રદ્ધા છે. વળી અન્યના ઉપર મને રૂચિ નથી, તેનું કારણ પણ એમ ન સમજવું કે તેના ઉપર મને દ્વેષ છે. પરંતુ આપ્તત્વની પરીક્ષા કર્યા પછી અર્થાત્ તું આપ્ત છે એમ ખાત્રી કર્યા બાદજ અમે તારો આશ્રય લીધેલો છે. આ મહાત્માનું હૃદયપટ સમભાવ–મધ્યસ્થ ભાવથી કેવું રંગાયેલું હશે, તેનો ચિતાર તેમનો રચેલો નિમ્ન–લિખિત શ્લોક પણ ઉપસ્થિત કરે છે. તેમણે કહ્યું છે કે—

" भवबीजांकुरजनना, रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥ "

અર્થાત્—સંસારના હેતુભૂત કર્મરૂપી અંકુરાને ઉત્પન્ન કરનારા રાગ–દ્વેષાદિક સર્વ દોષોનો જેણે સર્વથા ક્ષય કર્યો છે, ભલે તે પછી બ્રહ્મા હો કે વિષ્ણુ હો કે જિન હો–તેને

મારો નમસ્કાર હો. જૈન ધર્મના પરમ અનુરાગી અને એક ધુરંધર જૈનાચાર્ય. હોઇ કરીને પણ તેમના મનોમંદિરમાં સમભાવ ઝૂલી રહ્યો છે એ શું બતાવે છે ? તેમના હૃદયની ઉદારતા–વિશાલતા. અન્ય દર્શનકારો તરફ તિરસ્કાર ન બતાવવો અને મધ્યસ્થભાવ ધારણ કરવો એ ઉચ્ચ કોટિનો જૈન સિદ્ધાંત તેમની રગેરગમાં વ્યાપી ગયેલો હોવો જોઇએ.

આ તો વિક્રમની બારમી-તેરમી શતાબ્દીમાં થઇ ગયેલા **શ્રીહેમચન્દ્રાચાર્ય** સંબંધી હકીકત આપણે જોઇ. આ વાત અઢારમી શતાબ્દીમાં થઇ ગયેલા ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય **શ્રીયશોવિજયજી**ના સંબંધમાં પણ જોઇ શકાયછે.કેમકે તેમના મુખ-ચન્દ્રમાંથી પણ એવીજ વચનામૃતની ધારા વહે છે.**જ્ઞાનસાર**ના ૧૬મા અષ્ટકમાં તેઓશ્રી કહે છે કે–

" स्वागमं रागमात्रेण, द्वेषमात्रात् परागमम् ।
न श्रयामस्त्यजामो वा, किन्तु मध्यस्थया दृशा ॥ "

—જ્ઞાનસાર, માધ્યસ્થ્ય-અષ્ટક, શ્લો૦ ૭.

અર્થાત્— અમે માત્ર રાગથી સ્વ (જૈન) આગમનો આશ્રય કે માત્ર દ્વેષથી પર (જૈનેતર) આગમનો ત્યાગ કરતા નથી; પરંતુ મધ્યસ્થ દૃષ્ટિથી અવલોકન કરીને યથોચિત કરીએ છીએ.

વળી શ્રીમાનતુંગસૂરિના સંબંધમાં કંઇક ઓરજ પ્રકારનો મધ્યસ્થભાવ દૃષ્ટિ–ગોચર થાય છે. એ વાત તેમણે રચેલા 'ભક્તામર-સ્તોત્ર'ના નિમ્ન-લિખિત શ્લોક ઉપરથી જોઇ શકાય છે.

" बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्
त्वं शंकरोऽसि भुवनत्रयशंकरत्वात् ।

धाताऽसि धीर ! शिवमार्गविधेर्विधानाद्
व्यक्तं त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽसि ॥ ”
—ભક્તામરસ્તોત્ર, શ્લો૦ ૨૫.

અર્થાત્—ખરેખર તુંજ બુદ્ધ છે, કારણ કે દેવતાઓએ તારા કેવલજ્ઞાનના બોધની પૂજા કરી છે. વળી જગતમાં કોઇ પણ શંકર હોય તો તે તુંજ છે, કેમકે ત્રિભુવનને સુખી કરનાર તું છે. તથા હે ધીર ! મોક્ષમાર્ગની વિધિનો તું પ્રરૂપક છે, તેથી તુંજ બ્રહ્મા-વિધાતા છે. આથી તું **પુરુષોત્તમ** નારાયણ—પુરુષોમાં ઉત્તમ છે. એ વાત તો સ્પષ્ટ છે. એકજ પૂજ્ય વ્યક્તિના જુદાં જુદાં નામો કે જે નામોને આગળ કરીને ભિન્ન ભિન્ન દર્શનકારો કલેશો કરે છે, તે દ્વારા સ્તુતિ કરી એમ સિદ્ધ કરી બતાવ્યું કે—જે વ્યક્તિને જગતના જુદા જુદા દર્શનકારો—ધર્મવાળાઓ પૂજ્ય ગણે છે તે ગુણો યુક્ત વ્યક્તિ એકજ છે. માત્ર જુદાં જુદાં નામો લઇ વ્યર્થ ઝઘડા થાય છે. એવી ઉદાર ભાવના સમભાવવૃત્તિ શું ઉપરના શ્લોકોમાંથી નથી ઝળકી ઉઠતી ? આટલાં જ દૃષ્ટાન્ત નહિ, પરન્તુ જૈનશાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે આવાં માધ્યસ્થ ભાવનાનાં દૃષ્ટાંતો મૌજૂદ છે. એનો ઉલ્લેખ કરવા બેસીએ તો પાર આવે તેમ નથી.

‘સાચું એ મારૂં’ ( અને નહિ કે મારૂં એ સાચું ) અર્થાત્ જ્યાં ગુણ હોય તે ગ્રહણ કરવા એ સિદ્ધાંતે જૈનાચાર્યોના હૃદય ઉપર કેવી ગાઢ છાપ બેસાડી હતી તે તરફ આપણે હવે નજર કરીએ. કોઇ પણ ગ્રંથકારો પોતાના ધર્મના ગ્રંથો તેમજ તેના પર ટીકા, ટિપ્પણ,

અવચૂરિ વિગેરે લખે એમાં તો કંઇ નવાઇ જેવું નથી; પરંતુ બ્રાહ્મણ, બૌદ્ધ વગેરે અન્ય દર્શનીયો કે જેઓ જૈન ધર્મ પ્રતિ શત્રુભાવ[1] વહન કરતા હતા, તેમનાં પુસ્તકો ઉપર જૈનાચાર્યો ટીકા લખે, તેમનાં પુસ્તકોનું સંરક્ષણ કરે એજ ખરેખર આશ્ચર્ય-જનક છે. સાધારણ પુરુષ તો પોતાના વિરોધીનાં પુસ્તકો તરફ નજર પણ ન ફેંકે, તો પછી તેને હાથમાં તો લેજ શેનો ? અને તેમ હોવાથી તે તેનો અભ્યાસ કરે એવી આશા પણ કેમ બાંધી શકાય ? આટલુંજ નહિ પણ તે ગ્રંથોમાં રહેલા ગુણો પ્રતિ અનુરાગ ધારણ કરી, તે ગ્રંથો ઉપર તે ટીકા લખે એવું તો સ્વપ્ને પણ બને ખરૂં કે ? આ કાર્ય તો " वसुधैव कुटुम्बकम् " અર્થાત્ સમસ્ત જગત્ એ મારૂં કુટુંબ છે એવી મનોહર દિવ્ય ભાવનાથી જેનું હૃદય ભાવિત થયું હોય તેજ કરી શકે. સંસ્કૃત સાહિત્યમાં સુપ્રસિદ્ધ એવાં પાંચ મહાકાવ્યો ઉપર જૈનાચાર્યોએ ટીકા લખેલી છે. **કાદંબરી, કાવ્યપ્રકાશ, અનર્ઘરાઘવ, રુદ્રટનો કાવ્યાલંકાર, ન્યાયસાર, ન્યાયકંદલી, મહાવિદ્યાવિડંબન** વિગેરે અનેક ગ્રંથો ઉપર પણ જૈનાચાર્યોની ટીકા છે. વળી વિશેષમાં, બૌદ્ધના જબરજસ્ત ન્યાય ગ્રંથો જેવા કે–**દિઙ્નાગકૃત ન્યાયપ્રવેશક** અને **ધર્મોત્તરરચિત ન્યાયબિન્દુ ટીકા** એ બેમાંના પ્રથમ ગ્રંથ ઉપર **શ્રીહરિભદ્રસૂરિએ** ટીકા અને બીજા ઉપર **મલ્લવાદીજીએ** ટિપ્પન રચેલ છે. અન્ય દર્શનીયોના ગ્રંથો ઉપર ટીકા લખી જૈનાચાર્યોએ તેમને વિભૂષિત કર્યા છે. એટલુંજ નહિ,

[1] જુઓ, हस्तिना ताड्यमानोऽपि न गच्छेत् जैनमंदिरम् । મગધમાં મરે તે ગધેડો થાય, વગેરે

પરંતુ તે ઉપરાંત તેમના ગ્રંથોને ભંડારમાં રાખી તેનું સંરક્ષણ કર્યું છે. વિશેષમાં દિગ્નાગના ન્યાયપ્રવેશક નામના બૌદ્ધ ન્યાયના અત્યુત્તમ ગ્રંથનો ઉદ્ધાર ( સંરક્ષણ ) જૈનોએજ કર્યો છે, કેમકે જો જૈન ભંડારમાંથી આ ગ્રંથ પ્રાપ્ત થયો ન હોત, તો અન્યત્ર આ ગ્રંથ ન જોવામાં આવવાથી, જગતને આ ગ્રંથનો લાભ મળી શકત નહિ એ વાત સુસ્પષ્ટ છે. ડૉ. એન. મિરોનોવ પી એચ. ડીના 'દિગ્નાગની ન્યાયપ્રવેશિકા અને શ્રીમાન્ હરિભદ્રની તે પરની ટીકા'એ નામના લેખ[1]માં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. બૌદ્ધાચાર્ય શાંતિરક્ષિત સૂરિનો, કમલશીલની બનાવેલી ટીકાથી અલંકૃત તત્ત્વસંગ્રહ નામનો ગ્રંથ જૈન ભંડારમાં છે. ( હાલમાં ગા. ઓ. સિરીઝ્ તરફથી થોડા વખતમાં પ્રસિદ્ધ થવાનું સંભળાય છે. ) આ ઉપરાંત રાજશેખરની કાવ્યમીમાંસા, વત્સરાજ કૃત 'રૂપકષટ્ક' સોઢલ રચિત 'ઉદયસુંદરી કથા' (ગા. ઓ. સિરીઝ્ તરફથી પ્રકાશિત ) વગેરે અનેક અન્ય ગ્રંથો પણ જૈનભંડારની પ્રતિયો પરથી પ્રકાશમાં આવ્યા છે. આ ઉપરથી જૈનો દેશની અમૂલ્ય વસ્તુનો ઉચ્છેદ ન થઇ જાય એ બાબત ઉપર લક્ષ્ય આપતા હતા એ વાતનું હવે સમર્થન કરવાની જરૂર રહેતી નથી.

જૈનાચાર્યોનો ઉદ્દેશ જગત્‌ને સુખી બનાવવાનો, નીતિને માર્ગે ચઢાવવાનો, દેશની ઉન્નતિ કરવાનો, વધારે પ્રમાણમાં લોકોને વિદ્યાથી અલંકૃત કરવાનો હતો. આ વાત તેમણે ધાર્મિક સાહિત્ય ઉપરાંત ઐહિક સાહિત્ય જેમકે નાટક,

---

૧ આ લેખ જૈનશાશનના વીર સં. ૨૪૩૮માં પ્રસિદ્ધ થયેલ દીવાળીના ખાસ અંકમા આપેલ છે.

ચંપૂ, કોશ, વ્યાકરણ, કાવ્યો, ન્યાય, ઉપદેશમય કથાઓમાં પણ ફાળો આપી સિદ્ધ કરી બતાવી છે. અત્યારે અર્ધમાગધી-પ્રાકૃત ભાષા ( અપભ્રંશ ભાષા પણ ) અસ્તિત્વ ધરાવે છે, તેનું કારણ શું છે ? તેનું કારણ એ જ કે જૈનોએ જ પ્રાકૃત સાહિત્યરૂપી વૃક્ષને પાળીપોષીને મોટું કર્યું છે-ઉછેર્યું છે. જૈનોએ સંસ્કૃત સાહિત્યમાં કેટલો ફાળો આપ્યો છે તેને સારૂ તો જર્મન પ્રોફેસર ડૉ. હર્ટલ પોતાના લેખમાં શું જણાવે છે તેનું દિગ્-દર્શન કરાવવુંજ બસ છે. ત્યાં કહ્યું છે કે–

" જૈનોના મહાન્ સંસ્કૃત સાહિત્યને અલગ પાડવામાં આવે, તો સંસ્કૃત કવિતાની શી દશા થાય ? " વળી વિશેષતઃ જૈનોનું કથાસાહિત્ય જૈનેતર કથાસાહિત્યથી કેટલે અંશે ચડીઆતું છે તે નક્કી કરવાનું કામ તો હું સહૃદય વિચારકોને સોંપું છું. હા, એટલું તો હું જરૂર કહીશ કે જૈન કથાસાહિત્ય નીતિના સિદ્ધાંતોથી જેવું ભરપૂર છે તેવું અન્ય સાહિત્ય મારા જોવામાં આવ્યું નથી. હિંદુઓમાં જેમ મનુસ્મૃતિ કાયદા-કાનુનોનો ગ્રંથ છે, તેમ જૈનોમાં ભદ્રબાહુસંહિતા ( ૪૬ મો અધ્યાય ' ધી જૈન લૉ ' બુકમાં પ્રકાશિત ), ઇંદ્રનંદિની જિનસંહિતા, હેમચન્દ્રાચાર્યકૃત અર્હન્નીતિ વિગેરે છે. આ અર્હન્નીતિમાં ફક્ત નીતિના જ પુત્રોને હકદાર કહ્યા છે કે જે વાત મનુસ્મૃતિમાં જોવામાં આવતી નથી. ત્યાં તો નીતિવાન્ ને અનીતિવાન્ બધા પુત્રોને હકદાર કહ્યા છે. અર્હન્નીતિ પ્રમાણે ચાર જાતના પુત્રો હકદાર છે, જ્યારે મનુસ્મૃતિ પ્રમાણે બાર જાતના પુત્રો છે. વળી ન્યાયથી ધન ઉપાર્જન કરવું અને તેમાંથી બને તો રૂપિયે આઠ આનો

પ્રમાણે દ્રવ્ય ધર્મ માર્ગમાં ખરચવું એવો ઉપદેશ જૈન ગ્રંથો સિવાય અન્ય સ્થળે મળવો મુશ્કેલ છે. રાજ્યાતિક્રમ ન કરવો, રાજાને માન આપવું એ પણ જૈનશાસનનાજ સિદ્ધાંતો છે. આ ઉપરથી સમજી શકાય છે કે જૈનોના ઐહિક સાહિત્યમાં પણ નીતિને પ્રધાનપદ આપવામાં આવેલું છે.

ઉપર્યુક્ત પ્રકારનું જૈનો પાસે સાહિત્ય હોવા છતાં જૈનો પાસે સાહિત્ય નથી, જે છે તે નિર્માલ્ય છે એવું કહેવાનું કયો વિદ્વાન્ સાહસ કરી શકે? અલબત એ વાત અત્ર કહેવી નિરર્થક નહિ ગણાય કે જૈનો પાસે જેટલું સાહિત્ય છે, તેમાંનો બહુજ થોડો ભાગ હજી પ્રસિદ્ધ થયો છે. ઘણો ભાગ હજી ભંડારોમાં છે. જેટલો ભાગ પ્રસિદ્ધ થયો છે, તેટલો પણ હજી ઇતર વિદ્વાનોની સમક્ષ જોઇએ તેવી રીતે રજુ કરવામાં આવ્યો નથી.

વળી એક વાત એ છે કે કેટલાકોની માન્યતા એમ છે કે **જૈન સાહિત્ય મનુષ્યને બાયલા બનાવે છે.** આ વાત કેટલે અંશે પાયાસર છે તે આપણે વિચારીએ. જે લોકો આ આક્ષેપ કરે છે તે લોકો " अहिंसा परमो धर्मः "એ સિદ્ધાંતનો વાસ્તવિક અર્થ સમજતા નથી. તેઓ તો એમ સમજી બેઠા છે કે 'દરેક કાર્ય કરવામાં હિંસા થાય છે,વાસ્તે કોઇ પણ જાતનું કાર્ય ગૃહસ્થે કરવું નહિ એમ જૈન સિદ્ધાંત કહે છે;કોઈ મારી જાય અથવા તો આપણી આબરૂ જતી હોય, તો પણ બેસી રહેવું" આવા આક્ષેપ કરનારાઓએ જૈન ધર્મનો વધારે ઉંડો અભ્યાસ કર્યો હોત તો તેઓ આવો આક્ષેપ કદી કરત નહિ. કેમકે જૈન શાસકારોએ તો સ્પષ્ટ રીત્યા નિવેદન કર્યું છે કે સાધુઓ વધારેમાં વધારે દયા પાળે તો તે વીસ વિશ્વા જેટલી

છે, એવી રીતે ગૃહસ્થ તો ફક્ત સવા વિશ્વાજ દયા પાળી શકે તેમ છે. આ જ બતાવી આપે છેકે ગૃહસ્થ સાધુથી સોળમે ભાગે દયા પાળે છે. આટલી બધી ગૃહસ્થને સારૂ છુટ મૂકેલી હોવા છતાં પણ ગૃહસ્થો નાજુક બાંધાના, કાચા મનના, કોમળ હૃદયના હોઇ કરીને કે અન્ય કોઇ કારણને લીધે સ્વતઃ બાયલા રહે કે બને તેમાં જૈન સાહિત્ય અથવા ધર્મનો શો દોષ વારૂ? જૈન ધર્મમાં નીતિસર યુદ્ધ કરવાની પણ ગૃહસ્થોને મનાઇ કરી નથી. આ વાતના સમર્થનમાં હું એટલુંજ કહીશ કે શું પ્રથમ તીર્થંકર ઋષભ સ્વામીના પુત્ર ભરત ચક્રવર્તીએ સાઠ હજાર વર્ષ પર્યંત યુદ્ધ કર્યું હતું નહિ વારૂ? અને યુદ્ધ કર્યું તેમ છતાં પણ શું તેઓ મોક્ષે ગયા નહિ કે? વળી શ્રેણિક, ચેડારાજા, કોણિક, કુમારપાળ એ રાજાઓ જૈન હતા એ વાત તોં ઇતિહાસ–સિદ્ધ છે અને તેમણે યુદ્ધો પણ કરેલાં છે. તેમજ **વિમલશાહ, આંબડ, વસ્તુપાલ** વિગેરે જૈનોએ યુદ્ધ કર્યાના ઉલ્લેખો ઇતિહાસમાં જોવાય છે. વળી જૈન શાસ્ત્રકારો તો જોરશોરથી કહે છે કે " कम्मे सूरा ते धम्मे सूरा " અર્થાત્ જે કર્મ કરવામાં શૂરવીર છે, તે ધર્મ કરવામાં પણ શૂરવીર છે. ટુંકમાં ઉપર્યુક્ત કથન પછી આ આક્ષેપમાં કેટલી સત્યતા રહેલી છે એ વિદ્વાનો સહેલાઇથી સમજી શકે તેમ છે, તો પછી આ આક્ષેપને અસત્ય ઠેરવવા વિશેષ પ્રયત્ન કરવાની જરૂર રહેતી નથી.કહેવું જરૂરનું થઇ પડશે કે જૈન શાસ્ત્રોમાં ગૃહસ્થોને માટે જે જીવરક્ષા કરવાનું કહેલું છે, તે એટલા અંશમાં કે–'नीरागत्रसजन्तूनां हिंसां संकल्पतस्त्यजेत्' અર્થાત્ નિર્દોષ એવા ત્રસ જીવોને મારવાની બુદ્ધિથી મારવા નહિં'. ગૃહસ્થોને

માટે આવો નિયમ હોવાથી જ ઉપર કહેવામાં આવ્યું તેમ જૈન રાજાઓ, મંત્રીઓ વિગેરે આસ્તિક જૈન હોવા છતાં પણ તેઓએ લડાઇઓ કરેલી છે. બાકી નિર્દોષ પ્રાણિઓને તકલીફ આપવાનો કે તેઓની હિંસા કરવાનો તો કોઇનો હક હોઇ શકેજ નહિં અને તેવી આજ્ઞા કોઇ નીતિજ્ઞ શાસ્ત્રકારો આપે પણ નહિ. અને તે વાત મહાભારતમાં પણ આપેલા, "અહિંસા પરમો ધર્મઃ" એ વાક્યથી પુરવાર થાય છે. આવો ઉચ્ચ કોટિનો મનનીય સિદ્ધાંત કોને માન્ય ન હોય વારુ ?

જૈન સાહિત્ય પરત્વે હવે હું એટલુંજ કહીશ કે જૈનોના લખેલાં શાસ્ત્રો, તીર્થમાળાઓ વગેરે પ્રાચીન સમયના ગુજરાતની સ્થિતિ, તે સમયના રીતરિવાજો, ભાષા તેમજ ઐતિહાસિક બાબતો ઉપર સારો પ્રકાશ પાડી રહ્યાં છે. તેમાં ખાસ કરીને જૈન શિલાલેખો ભારતવર્ષના ઇતિહાસ પર કેવો પ્રકાશ પાડે છે તે જાણવું હોય તો ડૉ. ગેરિનાટનો 'જૈનશિલાલેખો અને ભારતવર્ષનો ઇતિહાસ' એ નામનો લેખ વાંચો. જન સાહિત્યનો વિશેષ ખ્યાલ આપવા જતાં મૂળ વિષયથી વધુ વિષયાંતર થઇ જવાનો ભય રહેવાથી આપણે આટલેથીજ આ પ્રકરણ સમાપ્ત કરીશું. પરંતુ એટલું ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે સાહિત્યદ્વારા જ જૈનોએ દેશની સેવા બજાવી છે તેમ નથી, પરંતુ શિલ્પ-કલાને ' ણ ઉત્તેજન આપવામાં તેઓએ અગ્ર ભાગ ભજવ્યો છે.

આ તો સાહિત્યદ્વારા દેશની સે ૧ કરવાની જે ઉદારતા જનોએ દાખવી છે તેનું ફક્ત અત્ર દિગ્દર્શન કરાવ્યું છે. હવે હું

એક બીજી બાબત તરફ ધ્યાન ખેંચીશ. જૈનધર્મમાં દેવ, ગુરુ અને ધર્મની વ્યાખ્યા શું આપી છે તે જોઇએ. પ્રથમ તો દેવનું લક્ષણ વિચારીએ. આ સંબંધમાં શ્રીહેમચન્દ્રાચાર્ય કહે છે કેઃ--

" सर्वज्ञो जितरागादि-दोपस्त्रैलोक्यपूजितः ।
यथास्थितार्थवादी च, देवोऽर्हन् परमेश्वरः ॥ "

—યોગશાસ્ત્ર, દ્વિતીય પ્રકાશ.

અર્થાત્—જે સર્વજ્ઞ છે, જેણે રાગાદિક દોષોને પરાજિત કર્યા છે, જેની ત્રિભુવન પૂજા કરે છે. અને જે જેવા પદાર્થો છે, તે જ પ્રકારે તેનું સ્વરૂપ કહે છે. તે દેવ છે, તે જ અર્હન્ છે, તે જ **પરમેશ્વર** છે. આ વ્યાખ્યા ઉપરથી જોઇ શકાય છે કે આવું દેવનું લક્ષણ સર્વમાન્ય થયા વિના રહે તેમ નથી. કારણ કે આમાં જૈનો તરફ જરા પણ પક્ષપાત બતાવ્યો નથી. જેનામાં ઉપર્યુક્ત ગુણો હોય તે દેવ કહી શકાય;

સાથે સાથે ગુરુનું લક્ષણ પણ જોઇ લઇએ--

" महाव्रतधरा धीरा भैक्षमात्रोपजीविनः ।
सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः ॥ "

અર્થાત્-જેઓ પાંચ મહાવ્રતોનું પાલન કરે છે, જેઓ ધીર છે, જેઓ ભિક્ષા માત્રથી આજીવિકા ચલાવે છે, જેઓ સમતારૂપ સામાયિકમાં સ્થિત છે. અને જેઓ ધર્મનો ઉપદેશ આપે છે, તેમને ' ગુરુ ' માનવામાં આવે છે. જુઓ આ વ્યાખ્યામાં છે જરા પણ ખેંચતાણ ? ગમે તે જાતિનો પુરુષ ગુરુપદ પ્રાપ્ત કરી શકે એ ખુલ્લી વાત છે. અત્ર એક વાત

ખાસ ધ્યાનમાં લેવા જેવી છે કે આદર્શ સાધુજીવનનો ખ્યાલ જૈનસાધુ જોવાથી આપણને મળી આવેછે.પ્રાયઃ જૈનેતરસાધુઓ પોતાના આચાર–વિચારમાં અતિશય શિથિલ થયેલા જોવામાં આવે છે, તેમજ ત્યાગવૃત્તિને બદલે તેઓ મોજશોખમાં વધારે લુબ્ધ થતા જોવામાં આવે છે. જૈન દર્શનરૂપી પ્રાસાદના પાયા અને ભીંતરૂપ દેવ અને ગુરુની વ્યાખ્યા આપણે ઉપર જોઇ ગયા. હવે તે પ્રાસાદના મોભરૂપ ધર્મનું લક્ષણ વિચારવામાં આવે છે. " दुर्गतौ प्रपतन्तमात्मानं धारयतीति धर्मः " અથવા " दुर्गतिप्रपतत्प्राणिधारणाद् धर्म उच्यते " અથવા તો "यतोऽभ्युदयनिःश्रेयससिद्धि : स धर्मः" એ પ્રમાણે ધર્મની સામાન્યરીતિથી જુદી જુદી વ્યાખ્યા આપવામાં આવે છે. ઉપર્યુક્ત વ્યાખ્યાઓનો અર્થ એ છે કે–દુર્ગતિમાં પડતા આત્માને ધારણ કરી રાખે–દુર્ગતિમાં પડતો હોય તેમાંથી બચાવે તે ' ધર્મ ' કહેવાય છે. સાંસારિક તેમજ પારમાર્થિક કલ્યાણની જે વડે પ્રાપ્તિ થાય–સિદ્ધિ થાય તેને ' ધર્મ ' કહેવામાં આવે છે. આ દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વો પર ઘણું કહી શકાય તેમ છે, પણ આ પ્રસ્તાવનાનું કલેવર વધી જવાના ભયથી તેમજ હજુ મુક્તિ અને સ્યાદ્વાદ પરત્વે કેટલુંક કથન કરવાનું હોવાથી આ તત્ત્વોનો વિશેષ ઉલ્લેખ કરી વાચકવર્ગની ધીરજ દૂર કરવા ઇચ્છતો નથી. મુક્તિના સ્વરૂપમાં અને તે પ્રાપ્ત કરવાનાં સાધનમાં દર્શનકારો એકએકથી જૂદા પડે છે. કોઇ જ્ઞાન, ભક્તિ અને યોગને મુક્તિસંપાદન કરવાનાં સાધન તરીકે ગણે છે; તો કોઇ સત્, ચિત્ અને આનન્દને; જ્યારે કેટલાક મહેર, બંદગી અને ખેરને તેના સા-

ધનરૂપ ગણ્યું છે. કેટલાક ગુરુ વચનમાં નિશ્ચય રાખવાથી મુક્તિ મળે છે એમ કહે છે, જ્યારે જૈન દર્શન એમ સ્પષ્ટ ઉલ્લેખ કરે છે કે સમ્યગ્-દર્શન, સમ્યક્-જ્ઞાન અને સમ્યક્-ચારિત્ર દ્વારા મુકિત મળે છે. જૈનદર્શને બતાવેલ સાધનો સર્વમાન્ય થઇ શકે તેમ છે. વળી આ સાધનોમાં અન્ય સાધનોનો અંતર્ભાવ પણ થઇ જાય છે, એ વાત વિચારવાથી સહજ જણાઇ આવે છે. જેમકે જ્ઞાન, ભક્તિ અને યોગ એ સમ્યગ્ દર્શન, સમ્યક્-જ્ઞાન, અને સમ્યક્-ચારિત્ર એ ત્રણમાં સમાઇ જાય છે. ટુંકમાં મુક્તિના સાધન તરીકે 'ઉપદેશતરંગિણી' ના કર્તા રત્નમંદિરગણિ, જે સાધન બતાવે છે, તે સાધનમાં તો બે મત હોઇ શકે તેમ છેજ નહિ. તેઓ દર્શાવે છે કે—

" नाशाम्बरत्वे न सिताम्बरत्वे
न तर्कवादे न च तत्त्ववादे ।
न पक्षसेवाऽऽश्रयणेन मुक्तिः
कषायमुक्तिः किल मुक्तिरेव ॥ "

અર્થાત્-દિગમ્બર અવસ્થામાં મુકિત નથી, શ્વેતામ્બર અવસ્થામાં મુક્તિ નથી, તર્કવાદમાં મુકિત નથી, તત્ત્વવાદમાં મુક્તિ નથી, પોતાના પક્ષની સેવા કરવામાં મુક્તિ નથી. પરંતુ ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોથી મુક્ત થવામાંજ વાસ્તવિક રીતે મુક્તિ રહેલી છે. આ પ્રકારની મુક્તિની વ્યાખ્યા ઉપરથી પણ જૈન ધર્મની ઉદારતા સિદ્ધ થતી નથી કે?

ગમે તે વ્યક્તિ પછી ચાહે તે પુરુષ હોય કે સ્ત્રી હોય, તે મુક્તિ મેળવી શકે છે એમ જૈન સિદ્ધાંત કહે છે. વળી એવું પણ નથી કે જૈન સાધુનો વેશ પહેરે તોજ મુક્તિ મળે નહિ તો નહિ. પંદર પ્રકારે મુક્તિ મળે છે, એમ જૈન શાસ્ત્રમાં પાઠ છે. સાથે સાથે એટલું હું નિવેદન કરીશ કે અન્ય દર્શનકારોની માફક જૈનોએ મુક્તિને અનિત્ય તેમજ શૂન્ય માની નથી. મુક્ત થયા પછી સંસારમાં પરિભ્રમણ કરવાનું રહેતું નથી એમ જૈન ધર્મ કહે છે. વળી આ ધર્મ પ્રમાણે મુક્ત અવસ્થામાં આત્મા અનંતજ્ઞાની, અનંતસુખી મનાય છે.

જૈન ધર્મની ઉદારતા પરત્વે આપણે ઉપર ઘણાં કારણો જોઇ ગયા પણ તે કારણોનું મૂળ કહો કે સર્વોત્તમ કારણ કહો તે તો 'સ્યાદ્વાદ' જ છે. જૈનોની સ્યાદ્વાદ શૈલી ભલભલા વિદ્વાનોને આશ્ચર્યમાં ગરકાવ કરે છે. એટલુંજ નહિ પણ જૈનેતર વિદ્વાનોને પણ મુક્તકંઠે તેની પ્રશંસા કરવી પડે છે. અન્ય દર્શનકારોએ પણ ગુપ્તરીત્યા તો તેનો સ્વીકાર કર્યોજ છે. એ વાત આપણે આગળ ઉપર જોઇશું. જ્યારે સ્યાદ્વાદ આવો ઉચ્ચ કોટિનો સિદ્ધાંત છે, તો તેનું સ્થૂલ સ્વરૂપ તો આપણે જાણવું જોઇએ. સ્યાદ્વાદ એ 'સ્યાત્' અને 'વાદ' એ શબ્દનો બનેલો છે. "સ્યાત્" નો અર્થ "કથંચિત્" "અમુક અપેક્ષાએ" એમ થાય છે. "स्याद् अव्ययं अनेकान्तद्योतकम्" એમ શ્રી હેમચન્દ્રાચાર્ય કહે છે. અર્થાત્ "સ્યાત્" એ અવ્યય છે. અને તે એક કરતાં વધારે પક્ષ (બાજુ)નું દ્યોતન કરે છે. આ ઉપરથી સમજી શકાય છે કે કોઇ પણ

વસ્તુનું એક કરતાં વધારે દૃષ્ટિબિન્દુદ્વારા કથન કરવું, નિર્દેશ કરવો એ સ્યાદ્વાદ છે. ટુંકમાં એક વસ્તુમાં સાપેક્ષ રીત્યા અનેક ધર્મોનો—અરે વિરૂદ્ધ ધર્મોનો પણ સ્વીકાર કરવો તે સ્યાદ્વાદ છે. એ તો સાધારણ મનુષ્ય પણ જાણે છે કે દરેક વસ્તુની બે બાજુઓ તપાસવી જોઇએ. એક બાજુ જોવાથી વાસ્તવિક જ્ઞાન પ્રાપ્ત ન થતાં ભ્રાન્તિ—ભ્રમ ઉત્પન્ન થવા સંભવ રહે છે. અને ઉલટા ઊંધે માર્ગે ચઢી જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. આ સ્યાદ્વાદનું ક્ષેત્ર અત્યન્ત વિશાળ છે. દરેક પ્રમેય પદાર્થ સ્યાદ્વાદની મુદ્રાથી મુદ્રિત છે. એ વાતને શ્રીહેમચન્દ્રાચાર્ય ટેકો આપે છે, કેમકે તેમણે કહ્યું છે કેઃ—

"आदीपमाव्योम समस्वभावं, स्याद्वादमुद्रानतिभेदि वस्तु"

અન્યયોગવ્યવચ્છેદિકા, પંચમ શ્લોક.

અર્થાત્—દીપથી લઇને તે આકાશ સૂધી સર્વ પદાર્થ સમસ્વભાવને ધારણ કરે છે, કારણ કે કોઇ પણ પદાર્થ સ્યાદ્વાદ મુદ્રાનું ઉલ્લંઘન કરી શકે તેમ નથી. વિશેષમાં અનેકાન્તવાદ, અપેક્ષાવાદ એ સ્યાદ્વાદના પર્યાયો છે. દરેક વસ્તુ અનન્તધર્માત્મક છે. કેમકે અસ્તિત્વ, નાસ્તિત્વ, નિત્યત્વ, અનિત્યત્વ, સદશત્વ, વિસદશત્વ ઇત્યાદિ વસ્તુના ધર્મો છે. દરેક વસ્તુ (દાખલા તરીકે ઘટ) પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ સત્ છે, જ્યારે પરના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ અસત્ છે.

જેવી રીતે કે મુંબાઇમાં વસન્ત ઋતુમાં માટીનો રક્ત

ઘટ, દ્રવ્યથી મૃત્તિકાનો છે અર્થાત્ મૃત્તિકા સિવાય અન્યરૂપ–પટરૂપ નથી. એટલે કે સ્વદ્રવ્યથી સત્ છે. જ્યારે પરદ્રવ્યથી અસત્ છે; તેમજ ક્ષેત્રથી મુંબાઇનો છે, નહિ કે બીજા કોઇ ક્ષેત્રનો. કાલથી વસંતઋતુનો છે પરંતુ તે સિવાય બીજી કોઇ ઋતુનો નથી. ભાવથી રક્તવર્ણયુક્ત છે, કિન્તુ અન્ય કોઇ વર્ણયુક્ત નથી. આ પ્રમાણે આપણે એકજ વસ્તુમાં ( દાખલા તરીકે ઘટમાં ) સત્વ અને અસત્વ એમ બે ઉભય વિરુદ્ધ ધર્મ કેવી રીતે રહેલા છે તે જોઇ ગયા. હવે નિત્યત્વ અને અનિત્યત્વના સંબંધમાં વિચાર કરીએ. અર્થાત્ અન્ય શબ્દોમાં કહીએ તો દરેક પદાર્થ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય યુક્ત છે એમ વિચારીએ. પ્રથમ તો આત્મા પરજ આ વાત ઘટાવીએ. દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ મૂળ વસ્તુ—દ્રવ્યની અપેક્ષાએ એમ કહી શકાય કે આત્મા નિત્ય છે, તથાપિ પર્યાયાર્થિક નયની અપેક્ષાએ–ગુણ અને પર્યાયોના ઉત્પાદ અને વિનાશની અપેક્ષાએ આત્મા અનિત્ય છે એમ માનવું પડે છે, કેમકે જ્યારે આત્મા આ મનુષ્ય દેહનો ત્યાગ કરી અન્ય ગતિને–દેવાદિગતિને પ્રાપ્ત કરે છે; ત્યારે મનુષ્ય પર્યાયનો વિનાશ થયો અને દેવાદિપર્યાયનો ઉત્પાદ થયો એ સહજ સમજી શકાય છે, પરંતુ આત્મત્વ-ચેતનત્વ તો બન્ને દશામાં સમાન જ છે-ધ્રુવ જ છે. હવે આ બાબત ઉપર વિશેષ વિવેચન ન કરતાં અન્ય દર્શનકારોએ સ્યાદ્વાદનો સ્વીકાર કર્યો છે કે કેમ તેનો વિચાર કરીએ. પ્રથમ તો સાંખ્ય દર્શનનો વિચાર કરીએ. સાંખ્ય દર્શનકારે સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની સમ અવસ્થાને ' પ્રકૃતિ ' તેમજ પ્રકૃતિમાં પ્રસાદ, સંતોષ અને દૈન્યાદિ અનેક ધર્મો

સ્વીકાર્યો છે. આ સ્યાદ્વાદનું અવલંબન નહિ તો બીજું શું ? નૈયાયિકોએ પણ સ્યાદ્વાદનો આશ્રય લીધો છે. કારણ કે તેઓ પણ દ્રવ્ય, ગુણ અને કર્મને સામાન્ય અને વિશેષ એમ ઉભય રૂપે માને છે. બૌદ્ધોના મતમાં પાંચ વર્ણવાળા રત્નને 'મેચક' કહેવામાં આવે છે.આ મેચકજ્ઞાનમાં તેઓએ નીલ, પીત વિગેરે ચિત્રજ્ઞાન પણ માન્યું છે. મીમાંસકોએ પણ પ્રમાતા, પ્રમિતિ અને પ્રમેયના જ્ઞાનને એકરૂપે માન્યું છે. મહાભૂતાદિકમાંથી ચૈતન્યશક્તિ ઉદ્‌ભવે છે, એમ ચાર્વાક માને છે. અતએવ મહાભૂતાદિકના પરિણામ તરીકે ચૈતન્યને તે ઓળખાવે છે. આ ચૈતન્યને પૃથ્વી આદિક તત્ત્વોથી ભિન્ના ભિન્ન માન્યા વિના તેનો છૂટકો જ નથી. જ્યારે છૂટકોજ નથી, એટલે એની મેળે ચાર્વાકો પણ સ્યાદ્વાદના તાબામાં આવી ગયા.

પ્રસ્તુતમાં એ કહેવું અસ્થાને નહિ ગણાય કે જૈન તત્ત્વથી અનભિજ્ઞ પુરુષોએ સ્યાદ્વાદના સંબંધમાં 'તે સંશયવાદ છે, એ તો જૈનોએ પોતાના બચાવ તરીકે ઘડી કાઢેલ વાદ છે,' ઇત્યાદિ જે અસંબધ્ધ અને ન્યાયબાધિત ઉદ્‌ગારો કાઢ્યા છે, તેનો આ ગ્રન્થકર્તાએ સચોટ રીતે પ્રત્યુત્તર આપેલો હોવાથી તે સંબંધમાં અત્ર વિચાર કરવામાં આવતો નથી.[1]

ઉપર્યુક્ત વિવેચન ઉપરથી જૈનધર્મની ઉદારતા એ ઉદારતા છે કે કેમ તે સ્પષ્ટ સમજી શકાતું હોવાથી એ વિષયને અંગે કંઈ વિશેષ લખવાની હવે આવશ્યકતા રહેતી નથી એટલે

---

[1] સ્યાદ્વાદનું સ્થૂલ સ્વરૂપ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ. ૧૧૨-૧૧૫) તરફ દૃષ્ટિ-પાત કરવાથી જોઇ શકાશે.

હવે આ પ્રસ્તાવના પૂર્ણ કરવામાં આવે તે પૂર્વે પાઠક-વર્ગને એક ભલામણ કરવી ઉચિત સમજું છું. તે એ છે કે 'કોઇ પણ વિદ્વાન્ કોઇ પણ દર્શનમાં પ્રતિપાદિત કરેલા સિદ્ધાન્તોનું ખંડન કરવા તૈયાર થાય, તે પહેલાં તેણે તે દર્શનનો તેના અધ્યાપક પાસેથી પૂર્ણ અભ્યાસ કરવો જોઇએ' એ વાતને આ ગ્રન્થકાર પણ સંમત હોવાથી આ ગ્રન્થકારે સ્વ-પર-ઉપકારાર્થે રચેલા, છએ દર્શનોનાં તત્ત્વોના સ્પષ્ટીકરણથી મનોમોહક એવા આ તત્ત્વાખ્યાનનામક ગ્રન્થમાં પોતાના વિચારોથી ભિન્ન અને કદાચિત્ વિરુદ્ધ વિચારો પણ દૃષ્ટિગોચર થાય તો તેથી ઉશ્કેરાઇ ન જવું. પરન્તુ તેના ઉપર તુલનાત્મક દૃષ્ટિએ નિષ્પક્ષપાતપુરસ્સર વિચાર કરવો. કેમકે 'મારું તે સાચું' એ સિદ્ધાંત વિશ્વમાન્ય થયો નથી અને થવાનો નથી; પરંતુ 'સાચું તે મારૂં' એ સિદ્ધાંતને સ્વીકારવા સહુ કોઇ સર્વદા તત્પર જ હોય એમાં કહેવું જ શું?

અંતમાં સમસ્ત જગતને શાંતિ મળે અને તેનું કલ્યાણ થાઓ એવી અભિલાષા શ્રીમાનતુંગસૂરિ કૃત નિમ્ન-લિખિત-

" जटाशाली गणेशार्ली, शंकरः शांकरांकितः ।
युगादीशः श्रियं कुर्याद्, विलसत्सर्वमंगलः । "

—પદ્યદ્વારા પ્રદર્શિત કરી હું અત્ર વિરમું છું.

સેન્ટ ઝેવિયર કૉલેજ, મુંબાઇ.
વીરસંવત્ ૨૪૫૧,
કાર્તિક શુક્લ પ્રતિપદ્.

હીરાલાલ રસિકદાસ
કાપડિયા.

# કિંચિદ્ વક્તવ્ય.

આ ગ્રંથ લખવાની ભાવના કેવા સંજોગો વચ્ચે થઇ અને તત્ત્વાખ્યાન નામ શા કારણથી આપવામાં આવ્યું એ વાતનો ખુલાસો જ્યાં સુધી કરવામાં ન આવે ત્યાં સુધી જિજ્ઞાસુઓની જિજ્ઞાસા પૂરી ન થાય એ વાત સ્વાભાવિક છે.

પૂજ્યપાદ ગુરુદેવની પાસે બનારસમાં ન્યાય, વ્યાકરણ વગેરેનો અભ્યાસ કર્યા બાદ સિદ્ધાચલની યાત્રા નિમિત્ત પ્રયાણ થતાં આગરા, નયાશહેર, શિવગંજ, ઉદેપુર વગેરે શહેરોમાં ચાતુર્માસ કરી અમ્હે જ્યારે ગુજરાત તરફ આગળ વધવા લાગ્યા અને જેમ જેમ વિદ્વાનોનો સમાગમ પણ થતો ગયો તેમ તેમની દાર્શનિક જિજ્ઞાસા વિશેષ રૂપમાં જોવામાં આવતી ગઇ. કથા-ચરિત્રોના તો સેંકડો ગ્રંથો જૈન, જૈનેતરના બહાર પડી ચૂકયા છે, પરન્તુ દરેક દર્શનકારનું તાત્ત્વિક રહસ્ય કેવા પ્રકારનું છે, કયા દર્શનકાર મોક્ષને કેવી રીતે માને છે કયા દર્શનમાં કેટલાં પ્રમાણો માનેલાં છે તેવા વિષયોને સમજાવનાર ગુજરાતી ભાષામાં જેવો જોઇએ તેવો ગ્રંથ અદ્યાપિ બહાર પડ્યો સાંભળવામાં આવ્યો નથી. હા, સંસ્કૃત ભાષામાં તેવા સેંકડો ગ્રન્થો હજુ પણ વિદ્યમાન છે, પણ તેથી સામાન્ય બુદ્ધિવાળો જનસમાજ લાભ લઇ શકે નહિ એ વાત બનવા યોગ્ય છે. કેવળ ષડ્દર્શનસમુચ્ચયની ટીકાનો ભાષાનુવાદ એક અજૈન ભાઇએ બહાર પાડેલ છે, પણ તે જનતાને

ઉપયોગી નીવડી શકયો નથી, તેમજ વિશેષરૂપથી પરિસ્ફુટ વિવેચનવાળો નથી બની શકયો. કેટલીક જગ્યાએ તો જૈન દર્શનના મૂળ જ્ઞાનના અભાવે આક્ષેપો પણ કર્યાં છે.

આ સિવાય છૂટક છૂટક ગ્રંથોમાં પણ થોડું થોડું વિવેચન કેટલેક ઠેકાણેથી બહાર પડેલ છે, પણ સંકલનાબદ્ધ વિષયો ન હોવાથી વાંચનારને પદાર્થવિજ્ઞાન બરાબર રીતે થઇ શકે તેમ નથી. આમ હોવાથી તથા કેટલાક વિદ્વાનોની પ્રેરણા થવાથી આવો ગ્રંથ લખવા મારી ઇચ્છા જાગૃત થઇ.

તત્ત્વાખ્યાન નામ આપવાનું કારણ એ છે કે કેટલાક મહાનુભાવો તો જૈન શબ્દ સાંભળતાં ચમકી ઉઠે છે. જો કે જૈન શબ્દ એટલો તો વિશાળ અને ઉદારતાસૂચક છે કે બીજા દાર્શનિક શબ્દોમાં તેટલું રહસ્ય ભાગ્યેજ મળી આવે. जि ધાતુથી ઔણાદિક नक् પ્રત્યય આવવાથી જિન શબ્દ બને છે. जयति रागादिशत्रून् इति जिनः અર્થાત્ રાગ,દ્વેષ, મોહ વગેરે આન્તરિક શત્રુઓનો જે સર્વથા વિનાશ કરે તે વ્યક્તિ જિન કહેવાય. અને તે જેના અભીષ્ટ દેવ તે જૈન-આમાંથી એવો અર્થ નીકળી શકતો નથી કે અમુક વ્યક્તિજ જિન કહેવાય અને અમુક નહિ;જે કોઇ પણ વ્યક્તિ પૂર્વોક્ત કાર્ય કરે તે તમામનો જિન શબ્દથી વ્યવહાર કરી શકાય છે. જ્યાં આટલી બધી ઉદારતા ઇશ્વરની માન્યતામાં જણાવી હોય ત્યાં પક્ષપાતનો સંભવ કેમ સંભવી શકે ?

કેટલાક બિચારા ધર્માંધ જીવો તો આ જૈન શબ્દથી ભડકી ઉઠે છે અને તે શબ્દમાં નાસ્તિકતાની જાણે ગંધ ન આવતી

હોય તેમ મોં મરડે છે. આ ઉપરથી એક કહેવત પડી ગઇ કહે-વાય છે કે હાથી મદોન્મત્ત થઇને આવતો હોય અને જીવ જોખમમાં હોય તો રક્ષણને માટે પણ જૈનમંદિરમાં ન જવું—તેમજ તેના જવાબમાં બીજાએ એ પ્રમાણે કહ્યું કે સિંહના પંજામાં આવી જતા હોઇએ તો તે બહેતર પણ શૈવ-મંદિરમાં ન જવું. એકે અવાજ ઉઠાવ્યો કે વેદને ન માને તે નાસ્તિક, ત્યારે બીજો કહે પિટક ગ્રંથો ન માને તે નાસ્તિક—જ્યાં આમ આપસના વાદ-વિવાદ ને મારામારી ચાલતી હોય ત્યાં વસ્તુસ્થિતિનો વિચાર પણ કોણ કરી શકે ? ખરું જોતાં એ બધી વાતો જૂના જમાનાની સાથે ભૂસાઇ જવા આવી છે. જમાનો બદલાયો છે. વૈમનસ્ય ને કુસંપની વાસનાઓ નાશ થતાં જાય છે તો પણ હજી તે તદ્દન નિર્મૂળ થાય નહિ ત્યાં સુધી તો રાહ જોવી રહી. આવાંજ કારણોને લઈ જૈનશબ્દને આગળ નહિ લાવતાં માત્ર તત્વાખ્યાન નામ આપવાની જરૂર જણાઇ છે. તત્ત્વોનું આખ્યાન—કથન જેમાં કરવામાં આવ્યું હોય તે તત્વાખ્યાન નામ પણ સાર્થક ને રહસ્યપૂર્ણ છે.

આ ગ્રંથમાં દરેક દર્શનકારોનાં મંતવ્ય તત્ત્વોની સાથ સાથ આચારનું પ્રતિપાદન પણ ભૂલવામાં આવ્યું નથી. અર્થાત જેટલા અંશે બની શક્યું તેટલા અંશે આચાર વગેરેનું પ્રતિ-પાદન કરવામાં આવ્યું છે. આ માટે અનેક ગ્રંથો જોવાની જરૂર પણ જણાઇ હતી; કારણ કે જ્યારે પ્રમાણ પ્રમેયનું પ્રતિપાદન કરવું હોય ત્યારે તે વિષયના ગ્રંથો સારી રીતે અવલોકયા સિવાય તેનું યથાર્થ નિરૂપણ ન જ થઇ શકે.

જે લોકોએ જૈન તર્ક ગ્રંથો, વ્યાકરણ ગ્રંથો તથા સાહિત્ય કાવ્ય કોશાદિનું અવલોકન કર્યું હશે, તે લોકો જૈનો નાસ્તિક છે એમ ઉચ્ચારી નહિજ શકે, ઉલટું તેમનાથી જૈનોની પ્રશંસા કર્યા વિના નહિ ચાલે. જે લોકોએ જૈન આચારગ્રંથો દશવૈકાલિક, આચારાંગ, ધર્મબિન્દુ, યોગશાસ્ત્ર વગેરે અવલોકયા હશે, તે એમ નહિ ઉચ્ચારી શકે કે જૈનોનો આચાર શુદ્ધ અને આદર્શ નથી. તેમજ જેઓએ જૈનોના ત્યાગધર્મ અને ગૃહસ્થધર્મ પ્રતિપાદન કરનાર ગ્રંથો જોયા છે, તે કેવી રીતે કહેવા સાહસ કરી શકશે કે જૈનોની અહિંસાએ ભારતને બાયલો બનાવ્યો છે! એ તો ઇશ્વરને જગતકર્તા માની તેને જ ભરોસે ને આધારે બેસી રહેતા હોય અને જે કંઇ પણ કર્મ કર્યા સિવાય ઇશ્વરની સહાયતાની રાહ જોઇ રહેતા હોય તેવા લોકોએ જ ભારતની પ્રજાને નિર્વીર્ય અને નપુંસક બનાવી દીધી છે. 'જે કમ્મે સૂરા તે ધમ્મે સૂરા' એવી જ્યાં ઉદ્ઘોષણા ખૂબ જોરશોરથી કરવામાં આવી હોય તે ધર્મ હીનસત્ત્વતાને કેવી રીતે બનાવી શકે? જૈનોના હાથથી રાજ્ય કારોબાર ગયો તેમજ સાચા જૈનોનો સહવાસ હઠતો ગયો ત્યારથી ભારતનું અધઃપતન થવા લાગ્યું એમ કહીએ તો કંઇપણ અતિશયોક્તિ જેવું છે જ નહિ. કારણ કે જૈનો તો કર્મ, સ્વભાવ, પુરુષાર્થ, કાળ, નિયતિ આ પાંચ કારણથી જગતની ઉત્પત્તિ માને છે. તેમાં પણ પુરુષાર્થને તો બહુ સારી રીતે માનવામાં આવેલ છે. ઉપર્યુક્ત પાંચ કારણનું વિવેચન આ ગ્રન્થમાં જૈનદર્શનની અંદર વિસ્તારથી કરવામાં આવ્યું છે.

આ ગ્રન્થનિર્માણમાં જે જે ગ્રન્થોનો આશ્રય લેવો પડયો છે; તેની નામાવલી પણ અહિં પૃથગ્ દર્શાવવામાં આવી છે, તેથી જોઇ શકાશે કે કેટલા પરિશ્રમથી ગ્રંથનિર્માણનું કાર્ય કરવામાં આવ્યું છે. આ ગ્રન્થમાં દરેક દર્શન માટે ત્રણ ત્રણ પ્રસ્તાવ રાખવામાં આવ્યા છે અને જેમાં આચાર તથા તત્ત્વો અલ્પ છે, તેમાં બે પ્રસ્તાવથી કામ ચલાવી લેવામાં આવ્યું છે.

દરેક દર્શનના પ્રથમ પ્રસ્તાવમાં તેના મન્તવ્ય આચારો, બીજામાં મન્તવ્ય પદાર્થો અને ત્રીજામાં તે ઉપર સમાલોચનારૂપે વિચાર કરવામાં આવ્યો છે. જો કે વિચારભિન્નતાને લઇને ઉંડો વિચાર કરવા જતાં સ્થૂલ બુદ્ધિવાળાને કંઇક આક્ષેપ જેવો પ્રતિભાસ થશે; પરન્તુ એકંદર રીતે બની શક્યું ત્યાં સુધી તાત્ત્વિક દૃષ્ટિથી ખરા ખોટાનો વિચાર જરૂર કરવામાં આવ્યો છે.

મૂળ સિદ્ધાંતના અભ્યાસના અભાવે અને તે તે દર્શનના ગ્રન્થોનું અધ્યયનરૂપે નિરીક્ષણ કર્યા વિના લખવા બેસવાથી તો હાંસીને પાત્ર થવાય છે—જેમ શંકરાચાર્યજીએ બ્રહ્મસૂત્રના વિવેચનમાં ૪૮૫મા પૃષ્ટમાં, ભામિની વ્યાખ્યામાં ૪૮૦મા પૃષ્ટમાં તથા સિદ્ધાંતબિન્દુસ્તોત્ર પૃ. ૨૮૫ શ્લોક ૮ મામાં, અને સ્વામી દયાનંદજીએ સત્યાર્થ પ્રકાશના બારમા ઉલ્લાસમાં જૈનો માટે જે આક્ષેપો કર્યા છે, તે આના દાખલાઓ છે.

આ ગ્રન્થમાં મુખ્ય છ દર્શનોનું વિવેચન છે. સાંખ્ય, બૌદ્ધ, નૈયાયિક અને વૈશેષિક આ ચાર દર્શનનું વિવેચન તથા

સમાલોચના આ ગ્રંથના પૂર્વાર્ધમાં ઘણા વિસ્તારથી દર્શાવેલ છે અને તે ગ્રંથ ત્રણ વર્ષ પર પ્રસિદ્ધ થયો છે.

ઉત્તરાર્ધમાં એટલે આ ગ્રન્થમાં મીમાંસક તથા જૈન આ પ્રમાણે ક્રમ રાખવામાં આવ્યો છે. આ સંપૂર્ણ ગ્રન્થ લગભગ એક હજાર પૃષ્ટ જેટલો વિસ્તૃત થયો છે. તેની પ્રસ્તાવના પ્રોફેસર હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ. મુંબાઈ નિવાસીએ લખી છે, તે માટે તે ધન્યવાદને પાત્ર છે.

આ ગ્રન્થમાં વિષયો લગભગ બસો જેટલા છે, તે વિષયાનુક્રમણિકા જોવાથી માલૂમ પડી આવશે. આ ઉપરથી પણ આ ગ્રન્થ કેટલો ને કેવો ઉપયોગી બન્યો છે તે સ્વયં વાચકો વિચારી લેશે.

આવો તાત્ત્વિક ગહન ગ્રન્થ લખવા મારા જેવો પામર પ્રાણી સાહસ કરે તે તો સંભવિત ક્યાંથી હોય ? પરન્તુ ગુરુકૃપા એ ચિંતામણિ રત્ન જેવી અત્યદ્ભુત છે, કે જે મૂર્ખ શિરોમણિને પણ પંડિતરત્ન બનાવવામાં વિલંબ કરતી નથી. મારા માટે પણ તેવીજ બીના બની છે. હું સ્વપ્નમાં પણ નહોતો ધારતો કે દીક્ષા લઇ આવી રીતે અભ્યાસ કરી શકીશ. કારણ એક તો લીંચ જેવા ગામડામાં જન્મ, સુકેળવણીની તો ગંધ પણ ન લીધેલી ને ચૌદમી સદીના સંસ્કારોવાળાને વીસમી સદીનું ભાન જ ક્યાંથી હોય ? આવો ગ્રન્થ લખવા ભાગ્યશાળી થયો છું, તેને હું ગુરુદેવની કૃપાનુંજ ફળ સમજું છું. કારણ કે જ્યારથી પારસમણિતુલ્ય જગત્પૂજ્ય યુગપ્રધાન શાસનરત્નંભસમાન સ્વર્ગસ્થ ગુરુદેવ શાસ્ત્રવિશારદ

જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિના સમાગમમાં હું આવતો : ગયો, ત્યારથી તેઓએ મારા ઉપર ધાર્મિક સંસ્કારની છાપ એવી તો ઉંડી રીતે બેસાડી કે તે કદાપિ જઈ શકે નહિ, તેમજ અભ્યાસ પણ તેમની છાયા નીચે સ્વલ્પ પરિશ્રમથી સારી રીતે કરી શકાયો. તે અભ્યાસના ફળરૂપ આ અને બીજા કેટલાક જુદા જુદા વિષયના ગ્રન્થો લખી શકાય.

આ પુસ્તકનો પૂર્વભાગ તો ગુરુદેવની વિદ્યમાન દશામાં જ બહાર પડી ચૂકયો હતો, પરન્તુ ઉત્તરાર્ધ માટે તેમ બની શકયું નહિ તે એક કમભાગ્યની નિશાની ગણાય. પૂજ્યપાદ ગુરુદેવના અભાવમાં ગુરુદેવની ગાદીએ બિરાજતા સાહિત્યના પ્રખર વિદ્વાન્-ઇતિહાસતત્ત્વમહોદધિ વડિલ બંધુ જૈનાચાર્ય પૂજ્યપાદ વિજયેન્દ્રજી સૂરીશ્વરજી મહારાજ પણ તેવીજ કૃપાદૃષ્ટિ વરસાવતા આવ્યા છે કે જેવી રીતે ગુરુદેવ વરસાવતા હતા એટલા માટે આ સ્થળે તેમનો પણ ઉપકાર જો હું ન માનું તો ખરેખરો કૃતઘ્ન કહેવાઉં. તેમજ બીજા પણ મારા લઘુ ગુરુભાઇઓ, જેઓ વયથી અને દીક્ષાપર્યાયથી લઘુ છતાં ઘણા ગુણોથી ઘણે અંશે તો વડીલ છે, તેઓનો ઉપકાર માનવો અસ્થાને તો નહિજ ગણાય; કારણ કે દરેક કાર્યમાં તેઓ મને પ્રોત્સાહન આપતા રહ્યા છે.

આ ગ્રન્થ લખી યશોવિજય ગ્રન્થમાળાને આપવામાં આવ્યો હતો. તેના સંચાલકોએ પણ વડોદરે લુહાણા મિત્ર પ્રિન્ટીંગ પ્રેસમાં શ્રીયુત વિઠ્ઠલભાઇ આશારામ દ્વારા પૂર્વાર્ધ તો

ત્રણ વરસ પહેલાં બહાર પાડયો હતો. ઉત્તરાર્ધમાં વિલંબ થવામાં ગ્રંથ ગૌરવ, પ્રેસ અને વિહારનું ભ્રમણ, એ કારણો ગણી શકાય. તેમ છતાં જે સ્થિતિમાં આ ગ્રંથ અત્યારે પણ વાચકોની સમક્ષ ઉપસ્થિત કરી શકાયો છે, તે સાહિત્યસેવક પં. લાલચંદ્ર ભગવાનદાસ ગાંધીની સતત પરિશ્રમભરી પ્રુફ સંશોધનાદિ સહાયતાને આભારી છે; એમ મ્હારે કહેવું જોઇએ.

આ ગ્રંથમાં જે કંઇ ત્રુટીઓ માલૂમ પડે તે સજ્જનો સુહૃદયભાવથી જણાવવા કૃપા કરશે; તો દ્વિતીય આવૃત્તિમાં તે ઉપર જરૂર ધ્યાન આપવામાં આવશે.

'જે જે મહાનુભાવોએ આ ગ્રન્થ પ્રકાશિત કરવામાં સહાયતા કરેલી છે, તે મહાનુભાવો ભવાન્તરમાં પણ ઉત્તમ જ્ઞાનના ભાગી બની સદ્ગતિને પ્રાપ્ત કરો' શાસનદેવ પ્રત્યે એવી પ્રાર્થના કરતો આ વક્તવ્યને અહિં સમાપ્ત કરૂં છું.

વીર સં. ૨૪૫૧, ધર્મ સં. ૩
માર્ગશીર્ષ વદિ ૩

—મંગલવિજય.

---

## પ્રમાણગ્રંથસૂચી.

આ ગ્રન્થ લખવામાં જે જે ગ્રન્થોની સહાયતા લેવામાં આવી છે, તેનાં નામો નીચે પ્રમાણે છેઃ—

### સાંખ્યદર્શનના ગ્રંથો.

૧ સાંખ્ય તત્ત્વ કૌમુદી.
૨ સાંખ્ય પ્રવચન.
૩ સાંખ્યદર્શન પર ભાષ્ય

### બૌદ્ધ દર્શનના ગ્રન્થો

૪ પ્રજ્ઞાપારમિતાદિગ્રન્થસંગ્રહ
૫ હેતુબિન્દુ
૬ ન્યાયબિન્દુ
૭ ન્યાયપ્રવેશક

### નૈયાયિક દર્શનના ગ્રન્થો.

૮ ન્યાય મંજરી
૯ ન્યાય વાર્તિક
૧૦ વર્ધમાન ન્યાય કુસુમાંજલિ
૧૧ ન્યાયદર્શન તાત્પર્ય ટીકા
૧૨ અક્ષપાદ સૂત્ર
૧૩ વાત્સ્યાયન ભાષ્ય

### વૈશેષિક દર્શનના ગ્રન્થો

૧૪ મુક્તાવલી—દિનકરી
૧૫ વૈશેષિક ભાષ્ય
૧૬ વૈશેષિક ઉપસ્કાર

### વેદાન્ત ગ્રન્થો

૧૭ સદાચાર સ્તોત્ર
૧૮ આત્મબોધ
૧૯ તત્ત્વવિવેક
૨૦ વેદાન્ત પરિભાષા
૨૧ શારીરિક ભાષ્ય
૨૨ બ્રહ્મસૂત્ર
૨૩ ભામિની વ્યાખ્યા
૨૪ અપરોક્ષાનુભૂતિ

### મીમાંસકના ગ્રન્થો

૨૫ શ્લોક વાર્તિક
૨૬ તંત્ર વાર્તિક

## જૈનદર્શનની વિષયાનુક્રમણિકા.

ॐ

नमो नमः श्रीप्रभुधर्मसूरये ।

# तत्त्वाख्यान-उत्तरार्ध.

वन्दित्वा श्रीजिनाधीशान् धर्मसूरिं गुरुं तथा ।
तत्त्वाख्यानोत्तरार्धेऽस्मिन् कथ्यते दर्शनद्वयी ॥ १ ॥

## પ્રસ્તાવ ૧૧ મો.

આ ગ્રન્થના પૂર્વાર્ધમાં સાંખ્યદર્શન, બૌદ્ધદર્શન, નૈયાયિકદર્શન અને વૈશેષિકદર્શન આ ચાર દર્શનના આચારો, મન્તવ્ય પદાર્થો અને સાથ સાથ તે તમામની સમાલોચના વિગેરેનું દશ પ્રસ્તાવની અન્દર વિવેચન કર્યું. પ્રથમ જે છ દર્શનને પ્રતિપાદન કરવાની પ્રતિજ્ઞા કરવામાં આવી હતી, તેનો પરિપૂર્ણ નિર્વાહ કરવા હવે આ ઉત્તરાર્ધમાં અવશિષ્ટ બે દર્શનનું પ્રતિપાદન કરવામાં આવે છે.

તેમાં પણ પ્રથમ મીમાંસકદર્શનનું પ્રતિપાદન કરવું યોગ્ય હોવાથી તેનું વિવેચન કરવામાં આવે છે—

### મીમાંસકદર્શનનો આચાર.

મીમાંસકદર્શનના બે ભેદ પાડવામાં આવ્યા છે: પૂર્વ

મીમાંસક અને ઉત્તર મીમાંસક. તેમાં પણ પૂર્વ મીમાંસક તો જૈમિનીય દર્શનના નામથી પ્રસિદ્ધ છે અને ઉત્તર મીમાંસકદર્શનને વેદાન્તિકદર્શન-બ્રહ્માદ્વૈતદર્શન-અદ્વૈતદર્શન એવાં ઉપનામો આપવામાં આવેલાં છે.

પૂર્વમીમાંસકનો વેષ, પ્રાયે સાંખ્ય દર્શનીના જેવો હોય છે. જે લોકો એક દંડને રાખે છે, તેઓ એકદંડી કહેવાય છે અને જેઓ ત્રણ દંડ રાખે છે, તેઓ ત્રિદંડી કહેવાય છે. તેઓ ગેરુથી રંગેલ વસ્ત્રને ધારણ કરે છે, મૃગચર્મનું આસન અને કમંડલુ રાખે છે, ક્ષુરમુંડન કરાવે છે. તેઓના સાધુઓ બ્રાહ્મણ હોય છે, ધર્મોપદેશ કરવાવાળાને જેમ બીજા લોકો ગુરુ તરીકે માને છે, તેમ તેઓ માનતા નથી, પરન્તુ વેદ-વાક્યોનેજ ગુરુ તરીકે તેઓ માને છે. દીક્ષા સમયે 'તવ સંન્યસ્તં, તવ સંન્યસ્તં' એવા પદનું ઉચ્ચારણ કરવા પૂર્વક દીક્ષા આપવામાં આવે છે, યજ્ઞોપવીતને ત્રણવાર પાણીથી ધોઇને તેઓ પાન કરે છે યજન, યાજન, વિગેરે ષટ્કર્મને તેઓ નિરન્તર કરે છે અને બ્રહ્મસૂત્રને પણ ધારણ કરે છે. ગૃહસ્થાવસ્થામાં શૂદ્રના ઘરના આહારનો સર્વથા ત્યાગ કરવામાં આવે છે. તેઓના બે ભેદ છે, જેઓ ભટ્ટના અનુયાયિઓ છે તેઓને ભાટ્ટ કહેવામાં આવે છે અને જેઓ પ્રભાકરના અનુયાયિઓ છે તેઓને પ્રાભાકર કહેવામાં આવે છે. ભાટ્ટ લોકો છ પ્રમાણને માને છે અને પ્રાભાકર લોકો પાંચ પ્રમાણ માને છે. તેઓના મન્તવ્ય પ્રમાણ વિગેરેનું નિરીક્ષણ આગળ કરવામાં આવશે.

### ઉત્તર મીમાંસકનો આચાર.

ઉત્તર મીમાંસક લોકો બ્રહ્માદ્વૈતનેજ પરમ તત્ત્વ માને છે. એથી વર્તમાનકાલમાં પણ અદ્વૈતવાદિના નામથી પ્રસિદ્ધ છે. 'આત્મા જ બ્રહ્મ છે.' એમ તેઓ જોર શોરથી માને છે. અને કાલ્પનિક મિથ્યા પ્રમાણોથી તેનું પ્રતિપાદન પણ કરે છે. તેઓ શ્રુતિ પ્રમાણ ઉપર નિર્ણય રહે છે, બીજા પ્રમાણોનો તો માત્ર લોકોને સમજાવવાની ખાતર ઉપયોગ કરે છે.

### સંક્ષેપથી બ્રહ્માદ્વૈતનું નિરૂપણ.

" एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः ।
एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥ "

ભાવાર્થ:—જેમ ચંદ્રમા એક છે તો પણ જલમાં પ્રતિબિંબ પડવાથી અનેક ચંદ્ર જેવા દેખાવને આપે છે, તેમ આત્મા એક છે તોપણ દરેક ભૂતમાં અંશાંશિભાવથી વ્યવસ્થિત છે.

" पुरुष एवेदं ग्नि सर्वं यद्‌ भूतं यच्च भाव्यं इत्यादि । "

આ શ્રુતિ પણ આત્માદ્વૈતને જ પ્રતિપાદન કરે છે. બ્રહ્માત્માની અન્દર જીવાત્માનો જે લય થવો તેનું નામ જ મુક્તિ કહે છે.

### કુટીચર વિગેરે ચાર ભેદનું વર્ણન.

કુટીચર, બહૂદક, હંસ અને પરમહંસ આ ચાર તેઓના મુખ્ય ભેદો છે; તેનું સ્વરૂપ નીચે બતાવવામાં આવે છે.

